મેસર્સ એમ. એમ અને કંપની. પુસ્તક ૪ થું

# સ્નેહલતા

મુલ્ય રૂ ૦—૧૨—૦

મેસર્સ. એમ. એમ અને કંપની—પુસ્તક ૪ થું.

# સ્નેહલતા.

લેખક

વિજયશંકર હિમતરામ ત્રીવેદી.

Printed & Published by Bhagvanlal Tribhuvan Bhatt
at Sulodhini P. Press, 305, Bazar Gate
Fort—BOMBAY.

FOR

Messrs. M. M. & Co.

વિ. સ. ૧૯૭૧ ઈ. સ. ૧૯૧૫

પ્રથમાવૃત્તિ

પ્રત. ૨૦૦૦

—:c:—

મુલ્ય રૂા. ૦—૧૨—૦

# श्री हिंद देवीनो विजय.



પરમઉપકારક હિંદ માતાના ખોળામાં રમનાર તેનાં
સંતાનો પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરે તેમાં શું આશ્ચર્ય. ?

# નલિની કાન્ત.

| કીંમત | કીંમત. |
|---|---|
| પાકું પુઠું. ૧—૪—૦ | કાચું પુઠું. ૧—૦—૦ |

"જે ઘર નાર સુલક્ષણી તે સુખમાં સુનાર"

(ઝવેરી)

ગમે તેટલી બુદ્ધિ હોય, ગમે તેટલા પૈસા હોય, ગમે તેવી મોટી પદવી મળી હોય, પુરૂષ પાંચ માણસમાં પોષાતો હોય, નાત જાતમાં પ્રતિષ્ટિત હોય, મોટું કુટુંબ હોય, પણ જ્યાં સુધી ઘરને શોભાવનાર સ્ત્રીરૂપી રત્ન પ્રાપ્ત નથી થયું ત્યાં સુધી તે સઘળું નકામું અને ઝેર સમાન હોય છે. જેનો વ્યવહાર સુધર્યો તેનો પરમાર્થ પણ સુધર્યો સમજવો. દંપતિને વ્યવહારમાં અતિ સહાય્ય આપનાર અને સુખ પુર્વક જીવનનું સાફલ્ય તથા શુદ્ધ પ્રેમના સ્વરૂપનું દિગ્દર્શન કરાવનાર ઉત્તમ સંસ્કારી ભાષામાં આ નોવેલ લખાયલું છે.

# ડિટેકટીવ દેવેન્દ્ર.

—— :o: ——

| કીંમત. | કીંમત. |
|---|---|
| પાકું પુઠું. ૧—૪—૦ | કાચું પુઠું. ૧—૦—૦ |

આ પુસ્તકમાં એક અનુભવી સાહસિક ડિટેકટીવનાં રસભર્યાં જીવને ચોંકાવી નાખે, મગજ શક્તિઓને ખીલાવી દે એવાં

પરાક્રમોનો અને ચાલાકીનો ચિતાર આપવામાં આવ્યો છે. લેખકની ભાષા અને શૈલી એવાં તો ઉત્તમ છે કે પુસ્તક વાંચવામાં આનંદ વારંવાર થયા કરે છે અને વાંચવાનું શરૂ કર્યા પછી સમય કેવી રીતે વ્યતિત થાય છે તે સમજાતું નથી. એક વાર પુસ્તક હાથમાં લીધા પછી તેને પુરૂં કર્યા પછીજ મનને સંતોષ થાય એવું ઉત્તમ છે.

# ભાનુકુમાર.

આનંદના સાગરમાં ઝીલાવનાર વૃત્તિયોને વારંવાર વિવિધ વિચારોથી સંતોષ આપનાર, સ્ત્રીયોના સ્વભાવનું સ્વરૂપ સમજાવનાર પ્રેમ કેવી વસ્તુ છે અને તે શું શું કરાવે છે, કેવા કેવા સ્થળોમાં વિચરવા ફરજ પાડે છે, કેવાં સંકટો સહન કરવાનું શીખવે છે, પ્રેમનો આવેશ કેવો હોય છે, સ્ત્રીયોનો સહવાસ એકાંતમાં પુરૂષોને કેવી સ્થિતિમાં મુકે છે, નફ્ફટ નીચ હલકટ સ્ત્રીયો કેવાં કૃત્યો કરે છે, ખાનદાન માબાપનું ફરજન સ્ત્રી જાતિ છતાં હમેશાં ઉમદાજ કામ કરે છે અને પોતાની નીતિ ગમે તેવાં સંકટ વખતે ત્યજતી નથી અને સાવધ રહી અણીશુદ્ધ રહે છે વગેરે બાબતો બહુજ અસરકાર ભાષામાં લખવામાં આવી છે. કી. ૦–૮–૦

# સ્નેહલતા.

(રસમય નવલકથા.)

નાની વયમાં અંતઃકરણમાં પરેલા સારા કે નઠારા સંસ્કારો તેવાને તેવાજ વાતાવરણમાં રહી કેવા પુષ્ટીને પામે છે અને

તેનાં કેવાં પરિણામ આવે છે તેનો આબેહુબ ચિતાર એક સ્ત્રીનાં કરેલાં અદ્ભૂત કામો દ્વારા એક ચાલાક પોલીસ ખાતાના અમલદારના પ્રસંગમાં લાવી એવી તો રસમય અને લાલિત્ય વાળી ભાષામાં દર્શાવવામાં આવ્યો છે કે તેનો વિચાર કરતાં મતિ મુઝાંઇજ જાય છે. સ્ત્રીની હિંમત કોઇ કોઇ વખત એક ચાલાક અને હુંશિયાર પુરૂષને પણ પાણી ભરાવવા યત્ન કરે છે એ આ લેખ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. અણસમજુ કેવી રીતે ફસાય છે સ્વાર્થી માણસ પોતાનો સ્વાર્થ કેવી યુક્તિ પ્રયુક્તિથી કાઢી લે છે, સ્ત્રીના રૂપ લાવણ્ય આગળ અને હાવભાવ આગળ સિંહ જેવો મરદ પણ શિયાળ સમાન બની જાય છે વગેરે બાબતોનો સમાવેશ આ પુસ્તકમાં કરવામાં આવેલો છે. કીં. ૦—૧૨—૦

# સંસાર દર્પણ.

કીંમત ૧—૦—૦

ભારતીય પ્રજાનો ગૃહસંસાર હાલ જે સ્થિતિમાં છે તેના કરતાં ઉંચી સ્થિતિ પ્રાપ્ત શી રીતે કરે, લગ્નભાવના વધારે વિશુદ્ધ અને દિવ્ય શી રીતે થાય, પત્ની પ્રત્યેની ફરજ પતિ સમજે, વિધવાઓનાં દુઃખ ઓછાં થાય. આપણું જીવન હાલ છે તેના કરતાં વધારે વિશાળ, ઉદાર અને ઉન્નતગામી શી રીતે થાય એવા વિષયોનો સરલ અને સાદી ભાષામાં આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવેલો છે.



# શ્રીકૃષ્ણ બાળલીલા સંગ્રહ.

નોછાવર ૧—૦—૦

આ પુસ્તકમાં વધાઇઓ, માખણ ચોરલીલા, આંખ મીંચામણી લીલા, પનઘટલીલા, દેવીપૂજનલીલા, માનલીલા શતક, ખંડિતા માનલીલા, નવિન પનીહારીલીલા, ચોરસલીલા, સખી ખંડિતા લીલા, બંસીલીલા, શયનલીલા, વનઝૂલનલીલા, વસંતલીલા, હોરીલીલા, ગલી હોરી ખેલન લીલા, પ્રેમપરિક્ષા લીલા, હાસલીલા, અનુરાગલીલા, સાંઝીલીલા વગેરે લીલાઓનાં આશરે ત્રણસેં ઉપર સારાં રાગ-રાગણીઓમાં લખાયલાં પદ્યોનો સમાવેશ છે.

# મરીયમ.



કીંમત ૧-૦-૦

## એક દુઃખી બાળાનું આત્મકથન.



ગૃહકલેશ, ગૃહ પરિત્યાગ, પ્રથમ દાસીત્વ, તડને ફડ, પાછા ભોગ મળ્યા છુટકારો, મંદવાડ, હક્કદારના હક, નીકળી નાઠી, પિતા અને પુત્ર, પતિની પ્રાપ્તિ અને પિતાનું પ્રયાણ, કોર્ટમાં ન્યાય. વગેરે પ્રકરણોનો બહુજ અશરકારક અને દીલ ઉશ્કેરે, એવી ભાષામાં ચિતાર આપેલો છે.

ઉપરનાં તમામ પુસ્તકો મળવાનું ઠેકાણું.

મેસર્સ એમ. એમ. અને કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

નં૦ ૧૯૨-૯૪ કાળબાદેવી રોડ,

મુંબઇ.

# પહેલું સુખ તે જાતે નર્યા.

## રામબાણ દવાઓ.

| | |
|---|---|
| ગજવેલ ભસ્મ તો. ફી. | ૧—૧—૦ |
| સુદર્શન ચૂર્ણ બા. ફી. | ૯—૬—૦ |
| નારાયણ તેલ. | ૧—૪—૦ |
| પાચન ટીકડી. ( ૨૫૦ ટીકડી ) | ૦—૧૨—૦ |
| લોહી સુધારક નાની બા. | ૧—૦—૦ |
| દરાજનો મલમ | ૦—૪—૦ |
| ખરજવાનો મલમ | ૦—૮—૦ |
| ફીવર સોલ્યુશન | ૦—૮—૦ |
| સાપના ઝેરની દવા | ૦—૧૪—૦ |
| વાળ કાઢવાનો સાબુ | ૦—૪—૦ |
| ચ્યવન પ્રાસાવલેહ | ૦—૧૨—૦ |
| તાવનો મલમ | ૦—૮—૦ |
| પ્લેગ સોલ્યુશન | ૦—૮—૦ |
| ખીલનો મલમ | ૦—૮—૦ |
| ટુથપાઉડર નં. ૧ | ૦—૬—૦ |
| ટુથપાઉડર નં. ૩ | ૦—૨—૦ |
| આંખમાં નાખવાની દવા | ૦—૪—૦ |
| કરમીયાની ટીકડી | ૦—૮—૦ |
| પરમીયાની દવા | ૦—૬—૦ |
| માથાની ઉંદરીની દવા | ૦—૩—૦ |

| | |
|---|---|
| ચંદ્રપ્રભા તો. ૧ ફી. | ૦—૬—૦ |
| હિગ્વાષ્ટક બા. ૧ ફી. | ૦—૪—૦ |
| બ્રાહ્મીઘૃત બા. ૧ ફી. | ૧—૮—૦ |
| લોહી સુધારક બા. ફી. | ૨—૦—૦ |
| લીવર સોલ્યુશન ( લીવરની દવા ) | ૧—૦—૦ |
| હરસનો મલમ | ૦—૮—૦ |
| ફીવર ડ્રોપ્સ | ૦—૪—૦ |
| વીંછીની દવા | ૦—૬—૦ |
| દમની ગોળી | ૦—૪—૦ |
| મદનામૃત | ૨—૪—૦ |
| હરડેનો અવલેહ ( હથેળીમાં લગાડવાથી દશ મીનીટમાં તાવ ઉતારનાર. ) | ૦—૧૨—૦ |
| પ્લેગનો મલમ | ૦—૪—૦ |
| ટોનીક સોલ્યુશન | ૯—૦—૦ |
| ટુથપાઉડર નં. ૨ | ૦—૪—૦ |
| કાનની દવા | ૦—૪—૦ |
| જુલાબની ગોળી | ૦—૮—૦ |
| પ્રદરની દવા | ૦—૮—૦ |
| આધાશીશીની દવા | ૦—૧૦—૦ |
| કગળાની દવા | ૦—૬—૦ |

| | | | |
|---|---|---|---|
| કોલેરાની દવા | ૦—૧૨—૦ | નબળાઇની દવા | ૦—૧૨—૦ |
| ચાંદીની દવા | ૧—૮—૦ | ધાતુની નબળાઇ | ૧૫—૦—૦ |
| ભગંદરની દવા | ૦—૧૫—૦ | મરડાની દવા | ૦—૮—૦ |
| વાઇની દવા | ૧—૮—૦ | સંખેખમની દવા | ૦—૧૨—૦ |
| દ્રાક્ષાસવ | ૨—૦—૦ | જીવન | ૨—૮—૦ |

આ ઉપરાંત ભસ્મો, ચુર્ણો, કવાથ, અવલેહ તથા ઘૃત વગેરે તમામ જાતની દવા વેચાય છે.

**મેસર્સ એમ. એમ. અને કંપની.**

૧૯૨—૯૪ કાલબાદેવી મુંબઈ.

# સ્ત્રીઓને ખાસ વાંચવાલાયક પુસ્તકો.

---

| | | | |
|---|---|---|---|
| સ્વર્ગની સીડી | ૧—૮—૦ | સતી મંડળ | ૨—૦—૦ |
| સંસારમાં સ્વર્ગ | ૧—૮—૦ | સાચું સ્વર્ગ | ૧—૮—૦ |
| સ્વર્ગનો ખજાનો | ૧—૮—૦ | સ્વર્ગની સુંદરીઓ | ૧—૮—૦ |
| સ્વર્ગનાં રત્નો | ૧—૦—૦ | સ્વર્ગનું વિમાન | ૧—૦—૦ |
| સાવિત્રી નાટક | ૧—૦—૦ | ગૃહસ્થાશ્રમ | ૧—૦—૦ |
| ભામિની ભૂષણ ભા. | | ગંગા ગુર્જર વાર્તા | ૦—૧૨—૦ |
| ૧ લો | ૦—૧૨—૦ | ચાંદબીબી | ૦—૧૨—૦ |
| ,, ૨ જો | ૧—૦—૦ | સ્ત્રીઓમાં ગવાતાં ગીતો | ૦—૧૦—૦ |
| ,, ૩ જો | ૧—૦—૦ | મુંબઇમાં ત્રણ તરૂણી | ૦—૬—૦ |
| ,, ૪ થો | ૧—૦—૦ | સતી સુવર્ણા | ૦—૫—૦ |
| ,, ૫ મો | ૧—૪—૦ | શાકુંતલા | ૦—૩—૦ |
| સવિતા સુંદરી | ૦—૪—૦ | મનુ વિચારમાળા | ૦—૨—૦ |
| પતિ પરાયણતા | ૦—૨—૦ | ઇન્દુ કુમારી | ૧—૮—૦ |
| બાળકોને કેવી રીતે | | સતી ધર્મ પતિ સેવા | ૧—૮—૦ |
| કેળવવાં | ૦—૫—૦ | નજીર | ૧—૦—૦ |

આ ઉપરાંત સ્ત્રીઓને વાંચવા લાયક તમામ જાતનાં પુસ્તકો વેચાય છે.

એમ. એમ. અને કંપની.

# અનુક્રમણિકા.

# સ્નેહલતા.

## પ્રકરણ ૧ લું.

### સંકલ્પ.

" એ શયતાનનું ખુન કરો. પછી તમે જે કંઇ કહેશો તે હું કરીશ. "

પવિત્ર નદી ભાગીરથીના કિનારે આવેલા નવશ્રી ગામથી થોડે દુર એક ભયંકર જંગલ હતું. મુસલમાન રાજ્યના શેષ સમયમાં બંગાલ દેશમાં જે અરાજકતા ચાલી રહી હતી, તેનો ખરો પુરાવો આ જંગલ આપતું હતું. જાણે કે આ જંગલ જ મુસલમાની રાજ્યનીતિ કેવી હતી તે બતાવતું ન હોય ! અમે જે સમયની વાત કરીયે છીએ તે સમયે તે અરણ્યના પુર્વભાગમાંથી થઇને એક રસ્તો જતો હતો; એ સમયે એ રસ્તે થઇને કોઇ ગમે તેવો બળવાન પુરૂષ પણ રાત્રે એકલો જવા હિમ્મત કરતો ન હતો. આ સ્થાનમાં લુંટારા લોકો વસે છે. તેના કરતાં પ્રેતનો વાસો અતિ છે, એમ કહેવાને લોકો વધારે હિમ્મતવાન હતા. તેથી તે ભૂમિને તેઓ પ્રેતભૂમિ તરીકે ઓળખતા હતા, અને આસપાસનાં વનો પ્રેતવનતરીકે ઓળખાતાં હતાં.

આ પ્રેતવન લંબાઇ પહોળાઇમાં એક કોસ હતું તાડ, નાળીએર, બાવળ, વડ વગેરે મ્હોટાં મ્હોટાં ભયંકર વૃક્ષોથી આ જંગલ સદાએ છવાઇ અંધકારમય થઇ રહેતું હતું. ઠેકાણે ઠેકાણે ઉગેલાં વાંસનાં વૃક્ષો સામાન્ય પવનથી શન્‌શન્ શબ્દ કરી અરસપરસ અફળાતાં હતાં, અને નજદીકથી મુસાફરી કરતા પંથીઓનાં હૃદયમાં ધાસ્તીના અંકુરો ફુટાવતાં હતાં. તથા શન્ શન્ શબ્દોનો લોકો એવો અર્થ

કરતા હતા કે પ્રેતવનમાં પ્રેતો નાચ કરે છે. આ સમયે એ પ્રેતવનમાં મનુષ્યની વસ્તી હતી કે નહિ તે કોઇ કહી શકતું નહતું. કેટલોક કાળ પછીથી જાણવામાં આવ્યું હતું કે તે પ્રેતવનમાં દસ્યુ–લુંટારા લોકોનું એક જબ્બર ટોળું સદાનો વાસ કરી રહ્યું હતું.

પરંતુ આપણે જે સમયની વાત કરીયે છીએ તે સમયે આ પ્રેતવનમાં લુંટારા લોકોનાં એક એક માળનાં કેટલાંક ઘરો હતાં. હાલ એ અરણ્યે નથી અને એ ઘરો પણ નથી; તો પણ અર્ધભગ્ન સ્થિતિનાં બે ત્રણ ઘરો માત્ર જોવામાં આવે છે. લુંટારા લોકોનો હમેશનો વાસ આ ઘરમાં હશે એમ અનુમાન થઇ શકતું નથી. દરેક ઘરમાં એક એજ શૃંગારસજ્જિત ઓરડો હોય એમ દશ્ય થઇ શકતું હતું.

આવેલાં ઘરોની બાજુમાંના ઝાડપર એક ફાનસ બળતું ઝુલ્યા કરે છે, અંદરનો ઓરડો શૃંગારેલો દ્રષ્ટિગોચર થાય છે, દીવાલો ઉપર સામસામે ગોઠવેલા મોટા આયનાઓ ઝળાં ઝળાં થઇ રહેલી દીપકજ્યોતિમાં પ્રતિબિમ્બ પાડી અલૌકિક દેખાવ આપી રહ્યા છે. ઓરડામાં બન્ને બાજુએ સુસજ્જિત પલંગો પડેલા છે, તેના ઉપર સુંદર રેશમી ગાદલાં ઉમદી ઢાકાઇ મલમલથી આચ્છાદિત થયેલ પડયાં છે, ઓરડાના મધ્ય ભાગમાં એક સુંદર ગોળ ટેબલ પર ચાંદીનાં વાસણો ગોઠવેલાં જણાય છે. ટેબલ ઉપર વામ હસ્તનો ટેકો આપી એક શૃંગાર સજ્જિત રૂપલાવણ્યસમ્પન્ના યુવતિ વિચારમગ્ન સ્થિતિમાં ઉભેલી જણાય છે, યુવતિ કોઇ પ્રકારના ઉંડા વિચારમાં મગ્ન હોય એમ દૃષ્ય થતું હતું.

ટેબલની બીજી બાજુ એક કોચ ઉપર ત્રીસ વર્ષનો એક યુવક, યુવતિના અનિન્દ્ય સૌન્દર્યનું નિરીક્ષણ કરતો કંઇક વિચારમાં ડુબેલો દેખાય છે. યુવતિના ચહેરા ઉપર ચિન્તાની સજજડ છાપ દૃષ્ય થતી હતી. યુવક સુન્દરીના સૌન્દર્યામૃતનું પાન કરવામાંજ મુક્ત થએલો છે. બન્નેમાંથી કોઇ એક શબ્દ બોલતું નથી. અંતે યુવતિએ સહસા શાન્તિનો ભંગ કર્યો અને બોલી "જો તમે એ શયતાનનું ખુન કરશો તો તમે જે કંઇ કહેશો તે હું કરીશ." "કોના વિષે કહે છે લતા?" યુવતિનું નામ સ્નેહલતા હતું.

"કોના વિષે! એ સવાલ હજુ પણ તમે કરો છો? આજ ગંગાને ઘાટે જેને જોયો છે તેના વિષેનીજ વાત કહું છું."

યુવક આ સાંભળી વિસ્મય થયો. યુવતીનો મનોભાવ બરાબર ન સમજી શકવાથી તેણીના મ્હોંસામે ધારી ધારીને જોવા લાગ્યો, પુછેલા પ્રશ્નનો ઉત્તર આપી ન શકયો.

યુવકને વિસ્મય થયેલો જોઇ સ્નેહલતા બોલી "તમે અજાયબ થયા છો તે હું બરાબર જાણું છું. પ્રથમ તમે ધાર્યું હશે કે સ્નેહલતા કંઇક મધુર ભાષણ કરશે, પણ તેના બદલામાં તમને નરહત્યા કરવાનું કહેવામાં આવ્યું. શું કરૂં ? જો તમે ચાહતા હો. જો મારા સાથે લગ્નની ગાંઠથી જોડાવા માગતા હો તો તેનું ખુન કરો અને કરવુંજ પડશે. એ જો જીવતો રહેશે તો આપણે સુખોપભોગ નિશ્ચિંતભાવે કરી શકવાનાં નથી જ, અને સુખમાં કાળગમનની આશા એકી વખતે નાશ પામી સમજજો; મારૂં કહેવું સમજો છો !"

યુવકે પોતે કદી એવું ધાર્યું ન હતું કે સ્નેહલતાના મુખથી આ વાત પોતે સાંભળશે. બે દિવસ પછી સ્નેહલતાનો મેળાપ થયો અને "આજ સ્નેહલતા પોતાનો હાથ સ્વીકારવા આમંત્રણ કરશે." એમ આશા રાખી હતી. પણ આ તો તેને બદલે તેની વિરૂદ્ધમાં તેણીના સન્મુખ નરહત્યાની પ્રતિજ્ઞા કરવી પડશે, એવું જોઇ તે હવે શું કરવું એવા વિચારથી મૂઢ બની ગયો, તેના હાથ પગ થર થર ધ્રુજવા લાગ્યા, તેનું હૃદય ધડકવા લાગ્યું, શ્વાસોશ્વાસ જોરથી ચાલવા લાગ્યો અને પ્રસ્વેદ જોરથી અંગમાં છુટયો.

યુવકની આ સ્થિતિ જોઇ સ્નેહલતા બોલી; "છી, તમો એક નામરદ છો, સાધારણ સાહસ કરતાં પણ બીજેવા થઇ જાઓ છો ! સાંભળો સુકુમાર ! હજુ પણ હું તમને ફરીથી કહું છું કે જો તમે મને ચાહતા હો તો તેનું ખુન કરો."

સુકુમાર નિરૂત્તરજ રહ્યો. તેને ચુપ બેઠેલો જોઇ તેણીની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, તે એક ક્રોધનું કટાક્ષ ફેંકી બહાર ઉઠી જવા તત્પર થઇ. તેણીને બહાર જતી જોઇ સુકુમાર બોલ્યો. "લતા ! તમે તેને ઓળખો છો ?"

"હા, ઓળખું છું, ન ઓળખતી હોઉં તો ખુન કરવા કહુંજ શા માટે ?"

"તે શું તમારો શત્રુ થાય ?" સુકુમારે પ્રશ્ન કર્યો.

"શત્રુ ! પરમ શત્રુ ! તે જો જીવતો રહેશે તો હું જીવીને સુખી થઇશ નહિ. આ મારૂં અતુલ ઐશ્વર્ય અતૃપ્ત યૌવન રસાતાળ જાશે. બસ ખુન કરો. બોલો ખુન કરશો !" ક્રોધથી ધ્રુજતી સ્નેહલતા બોલી.

"તે જીવવાથી સ્નેહલતા સુખ પામશે નહિ, તે, તેનું યૌવન, ઐશ્વર્ય રસાતાળ જશે," આ વાત સાંભળી સુકુમારનાં રોમાંચ ખડાં થઇ ગયાં. ફરીથી એકવાર આતુર દ્રષ્ટિએ તેણે યુવતીના મુખનું નિરીક્ષણ કર્યું.

"સુકુમાર ! શું વિચાર કરો છો ?" ટેબલપર બેસતાં લતા બોલી.

"શું મારે તેનું ખુન કરવું જ પડશે ? એમ તમારૂં કહેવું છે ?"

"જરૂર, નહિં તો એ વાત તમારી પાસે પ્રકટ કરતે જ નહિ." સ્નેહલતા શાન્ત થઇને બોલી.

"કદી તેનું ખુન કરવામાં હું સફળ–સમર્થ થયો તો ?" સુકુમારે લતા તરફ બારીક નજર કરતાં કહ્યું.

"હું તમને મારૂં બધુંએ અર્પણ કરી આપીશ. અને હું તમારી દાસી થઈ સેવા કરીશ."

સુકુમારની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ. તેનું હૃદય જોરથી ધડકવા લાગ્યું, થોડી એક ક્ષણમાં હજારો દ્રષ્યો તેના મગજમાંથી પસાર થઇ ગયાં, એક તરફ ખુનનો દેખાવ અને પાછું હઠતું હૃદય અને બીજી તરફ અઢળક દ્રવ્ય, અતિ સંપત્તિ અને સૌન્દર્યથી ભરપુર યુવતીનું સ્વર્ગીય સુખ, બે વચ્ચે શું પસંદ કરવું ? પોતે ધ્રુજવા લાગ્યો કંઇ નિશ્ચય કરી ન શકયો, અને અર્ધ બેભાન જેવી સ્થિતિ થઇ ગઇ.

યુવકની આવી કફોડી સ્થિતિ જોઇ સ્નેહલતા બોલી "જુઓ સુકુમાર ! પિતાશ્રી જીવતા રહ્યા હતે તો પણ મારો વિવાહ તમારી સાથેજ કરતે, હવે તે જીવતા નથી; હું કોઇના હાથ હેઠે નથી. મારૂં પાત્ર હું મારી મેળેજ શોધી લઇશ. પિતાશ્રી તમારી તરફ ઘણોજ પ્રેમ રાખતા હતા એ ખરૂં, પણ હવે હું સ્વતંત્ર છું. તેનો તમારા ઉપર સ્નેહ હતો તેથી હું પણ કંઇ તમારી સાથે પરણવાને બંધાયલી નથી. હું ઐશ્વર્યશાલિની, જ્યારે તમે દરિદ્ર, મારા ઐશ્વર્યની તુલનાએ તમે એક રંક દાસ બરાબર છો. હજુ પણ પિતાના સમયના બે ત્રણ પુરૂષો

મારી પાસે આવ્યા કરે છે, તેઓ હરરોજ મને કહે છે કે તમે એક ભીખારીસાથે લગ્નગાંઠ ન બાંધો. જુઓ સુકુમાર! હવે એ મારાથી સહન થઇ શકતું નથી. હવે ત્વરીત મારા કહ્યા મુજબનું કાર્ય ખલાશ-પૂર્ણ કરો, અને મારી સાથે અતુલ સંપત્તિના માલેક થઇ મારા શિર-તાજ બનો અને લગ્નગાંઠથી જોડાઇ સ્વર્ગીય સુખના ભોકતા થાઓ. થયું, બસ ખુન કરો એટલે હું તમારા ચર્ણની દાસી થઇ રહીશ. ”

સુકુમારને દીર્ઘ નિશ્વાસ નાંખતાં જોઇ લતા બોલી “ હું તમને નિરાશ કરીશ નહિ, હું બરાબર જાણું છું કે તમારો મારાપર ઘણોજ પ્રેમ છે; હું પણ ખાત્રીથી કહું છું કે મારા હૃદયમાં પણ તમેજ વાસ કરી રહ્યા છો અને અંત લગી રહેશો. હું નિશ્ચિંતપણે સુખનો ઉપભોગ કરવા ચાહું છું, અશાન્તિમય દુનિયામાં શાન્તિ વિનાનું જીવન ગાળવા હું માગતી નથી, બોલો મારી ચિંતા દુર કરશો ? ” આટલું બોલી એક પ્રેમભરી દૃષ્ટિનું કટાક્ષ મારી સ્મીત ચ્હેરે તેણી સુકુમાર તરફ જોઇ રહી.

થયું ! આખરે તેની પ્રેમદૃષ્ટિએ દાટ વાળ્યો, સ્નેહલતાએ અંતે સુકુમારપર જય મેળવ્યો. પ્રેમકટાક્ષથી ઘેલો થયો જણાયો, ભવિષ્યના સુખની આશાઓથી પાપપુણ્યને વીસરી ગયો ને બોલ્યો “ હું ખુન કરીશ, મેં સંકલ્પ કીધો. ”

“ શાનો સંકલ્પ કીધો ? ખુન કરશો ? ખરૂં કહો છો ? ”

“ હા, ખરૂં કહું છું ખુન કરીશ. ”

“ માત્ર સંકલ્પ ચાલશે નહિં, પ્રતિજ્ઞા લ્યો. ” સ્નેહલતાએ બરાબર બાંધવા પ્રયાસ કર્યો.

“ પ્રતિજ્ઞા કરી, તેનું ખુન કરવાની પ્રતિજ્ઞા લીધી. ” પ્રેમઘેલા સુકુમારે વગર વિચાર્યે પ્રતિજ્ઞા લીધી.

યુવતીના મુખ ઉપર હાસ્યની રેષા દેખાઈ. સુકુમારને પ્રતિજ્ઞ થયેલો જોઇ સ્નેહલતા બોલી “ ત્યારે હવે હું જઇશ. ” યુવતિ હાસ્ય કરતી પાસેના ઓરડામાં ચાલી ગઇ. સુકુમાર કંઇ બોલવા જતો હતો પણ તે બોલી શકયો નહિ, કોચ ઉપર તેજ અવસ્થામાં બેશી રહ્યો. લતા ફરી એકવાર ઓરડામાં આવશે એ આશાએ ઓરડાના દ્વાર ભણી જોઇ રહ્યો, કોઇ આવ્યું નહિ તેમજ સામાન્ય પદશબ્દ પણ થયો નહિ; કેટલોક

સમય આ સ્થિતિમાં પસાર કરતાં સુકુમાર કંટાળ્યો—ઉઠયો, દીર્ઘ શ્વાસ ખેંચ્યો—મુકયો ને ધીરે ધીરે ઓરડાની બહાર નીકળી ગયો. સ્નેહલતા શું કરે છે તે જાણવાની પણ ઇચ્છા કીધી નહિ. ઘરની બાહેર, જતાં તેણે પ્રેતવનનો રસ્તો લીધો ને થોડીવારમાં વનમાં અદ્રષ્ય થઇ ગયો.

# પ્રકરણ ૨ જું.

## હવાઇ કીલ્લા.

ત્રિવેણી, પૂર્વે સમૃદ્ધિશાલી પ્રદેશ હતો. પૂર્વના સમયમાં ત્રિવેણી જેવું વાણિજ્યકેન્દ્ર હતું તેવું આજ નથી. પૂર્વે તીર્થક્ષેત્ર અને વાણિજ્યના કેન્દ્ર તરીકે તે પ્રસિદ્ધિમાં આવેલું હતું. ચાલુ સમયમાં તે માત્ર તીર્થક્ષેત્ર તરીકે પ્રસિદ્ધ છે. પૂર્વના સમયમાં ત્રિવેણીની ભવ્ય અટ્ટાલિકાઓ, શોભીતિ અને ધમધોકાર ચાલતી પ્રસિદ્ધ વેપારીઓની પેઢીઓ ગંગાના ઘાટ ઉપર આવેલી અસંખ્ય બજારો જે આનંદ આપતી હતી તેમાંનું આજ એક પણ દૃષ્ય થતું નથી.

ત્રિવેણીના ઘાટપર જતા માર્ગને જ્યાં નવશ્રી ગામનો, માર્ગ મળે છે તે સ્થળે પૂર્વે કેટલાંક શિવમંદિરો હતાં અને તેમાંથી આજ પણ કોઇ કોઇ દૃષ્ટિગોચર થાય છે; એક મંદીરની પાસે એક પૂરાતન સમયનું ભવ્ય મકાન દૃસ્ય થાય છે, તે મકાનના એક મ્હોટા ઓરડામાં એક સુંદર પલંગપર સુકુમાર સુતેલો છે. આખી રાત્રિમાં તે નિદ્રાદેવીની કૃપા મેળવવા ભાગ્યશાળી થયો નહિં. તેના હૃદયમાં દુશ્ચિંતાએ પ્રવેશ કરેલ હોવાથી તે નિદ્રાનું સુખ મેળવી શકયો નહિં, માત્ર વિચારોનાં મોજાંમાં અથડાયલો હોય એમ અનુમાન થઇ શકતું હતું.

વિચારોનો અંત નથી. એક તરફ નરહત્યાની ચિંતા અને બીજી તરફ સ્નેહલતા જેવી સુંદરીએ આપેલ આશાઓનો લોભ. કયારે કયારે પુરૂષ વિષેનાં અનુમાનો,—આવી જાતની અનેક ચિંતાથી સુકુમારને ચિત્ત વિકાર ઉપસ્થિત થયો. પ્રભાત થાય તે પહેલાં શય્યા ત્યાગ કરી ત્રીવેણીના ઘાટપર ચાલ્યો ગયો.

સુકુમાર મનસાથે વાત કરવા લાગ્યો. " એ કોણુ ! તે સ્નેહલતાનો શત્રુ શા માટે ? કેવી રીતે થાય ! વિચારમાળા અચાનક શબ્દથી તુટી, ફરીથી સંધાઇ " ગમે તેમ કારણે હો, તે સ્નેહલતાનો શત્રુ ખરો, જો પરમ શત્રુ ન હોય તો સ્નેહલતા તેનું ખુન કરવા કહેજ શા માટે ? પણ તે સ્નેહલતાનો શત્રુ છે પણ મારે શું ? મારૂં તેણે કયારે પણ કંઇ અનિષ્ટ કર્યું નથી ત્યારે હું એનું ખુન શા માટે કરૂં. સ્નેહલતાને તેથી લાભ થાય એજ કારણ માટે માત્ર ! ત્યારે શું, નરહત્યા કરી રમણીની પ્રેમભિક્ષા માગવી પડશે ? ના, તે મારાથી બની શકશે નહિ.

સુકુમારનું મગજ મુઝાઇ ગયું. ક્ષણુકાળ વાસ્તે સ્નેહલતાનું સૌંદર્ય તેના માનસ નયન સમીપ સમુદ્દભાસિત થયું, વિચાર માળા ફરી— " બની શકશે નહિ ! અરે પણ મેં પ્રતિજ્ઞા લીધી છે તેનું શું ! પ્રતિજ્ઞાનો ભંગ કરવો તે મહા પાપ છે. પણ નરહત્યાની બરોબરીમાં તે પાપ શું ગણતરીમાં ! વિનાકારણે–વિના અપરાધે તેનું ખુન કરવું પડશે ! પ્રતિજ્ઞાભંગનું પાપ શું આથી ગુરૂતર છે ? મેં શામાટે પ્રતિજ્ઞા લીધી ? યુવતિના અનિન્દ્ય સૌંદર્યમાં મુગ્ધ થઇ કેમ મેં હિતાહિતનું જ્ઞાન ગુમાવ્યું ? હું ફરીથી ત્યાં જઇશ અને સ્નેહલતાને જણાવી આવીશ કે મારાથી એ કાર્ય થશે નહિં, હું એ વાત કોઇ પાસે પ્રકટ કરીશ નહિં. પણ તેણી મારાપર વિશ્વાસ લાવશે શાની ? "

સુકુમારને વિચાર આવ્યો કે સ્નેહલતા કદી પોતાની સાથે ચાલાકી રમતી હો ? આ વિચારે સુકુમારને ગંભીર બનાવી દીધો–ચિંતા અસહ્ય થઇ પડી. વિચાર્યું કે "તે મારો શત્રુ નથી પણ સ્નેહલતાનો છે. જો તે જીવતો રહે તો તેણી જીવી સુખ પામશે નહિં. તેનું ખુન કરવાથી સ્નેહલતાનું અમૂલ્ય સૌન્દર્ય બધુંએ રસાતલ જતાં બચશે, નહિ તો સર્વસ્વ નાશ પામશે, ના, તે હું દેખી શકીશ નહિં. હું લતાને ચાહું છું, તેના પથને હું નિષ્કંટક કરી આપીશ. તેના પ્રેમનો સ્વીકાર નહિં કરૂં પણ માત્ર તે વ્યક્તિનું ખુન કરી તેણીના સુખનો રસ્તો સરલ કરી આપીશ. હું સ્નેહલતાસાથે લગ્ન કરીશ નહિ પણ તેના શત્રુનું જરૂર ખુન કરીશ.

આ દરમ્યાન કોઇકના પદરવે સુકુમારની વિચારમાળા તુટી. તેણે ફરીને જોયું તો એક વ્યક્તિ ગંગાઘાટપર સ્નાન કરવા આવતી જણાઇ. શરીરનો સુંદર બાંધો અને બલિષ્ટ કાયાથી શોભી રહેલી વ્યક્તિ નિ-

ચિંત મને ગંગાઘાટનાં પગથીયાં ઉતરવા લાગી. તેનું વય સુકુમારથી વધારે ન હતું. બન્ને એકજ ઉમ્મરના હોય એમ જણાતું હતું. પોતાનાં કપડાં ઉતારી એક સારી જગ્યાપર રાખ્યાં, સુકુમાર તરફ તેની નજર પડી નહિ. ધીરે ધીરે તેણે જળમાં અવતરણ કર્યું.

સુકુમાર ફરીથી ચિંતાથી ઘેરાયો. એકાગ્રચિત્તથી નવી આવનાર વ્યક્તિની સ્નાનવિધિનું નિરીક્ષણ કરવા લાગ્યો. નવા આવનાર યુવકનું સ્નાન પુરૂં થયું. પવિત્ર વસ્ત્ર પરિધાન કર્યાં, ઉપર નામાવળિ ઓઢી કોઇક દેવનું સ્તોત્ર ભણતો ધીરે ધીરે આવ્યો હતો તે રસ્તેથી ચાલ્યો ગયો.

સુકુમાર દીર્ઘશ્વાસ મુકી પોતાના મન સાથે બોલ્યો "એનું ખુન કરવું પડશે! આવા સુંદર બાંધાવાળા—આવા પ્રાતઃ ભક્તિપરાયણ મહાપુરૂષનું મારે ખુન કરવું પડશે! એની અંદર કલુષિતતા હશે એમ કોણ કહી શકે? કોને સંદેહ પણ આવે! હું તો ધારી શકતો નથી. હું એનું ખુન કરીશ જ નહિ; મારાથી બની શકશે નહિં, સ્નેહલતાને કહીશ કે તારો પ્રેમ, તારૂં ઐશ્વર્ય, તારૂં રૂપ—સૌન્દર્ય એની આગળ તુચ્છ છે. પ્રતિજ્ઞાભંગનું મહા પાપ લાગતું હોય તો ભલે લાગો પણ એ કાર્ય તો મારાથી થશે નહિ."

સુકુમાર ઉઠી ઉભો થયો, ગંગાને તીરે તીરે ગમન કરવા લાગ્યો. તે વખતે સુર્યોદય થયો નહતો, રાત્રીનો અંધકાર હજુ નાશ પામ્યો ન હતો. નિઃશબ્દે સુકુમાર પ્રેતવનની નજદીક આવ્યો. ચિંતા તરંગો સંઘાતે આમતેમ અથડાતાં વનમાં પ્રવેશ કર્યો. સીધે રસ્તે ન જતાં આડે અવળે માર્ગે થઇ તે દસ્યુગૃહના દ્વારની સમીપ આવી પહોંચ્યો.

ગૃહના બહારનો દરવાજો હજીએ બંધ હતો. અંદરના દરવાજા ખુલવાનો અવાજ શ્રવણ થયો. સુકુમારે ધાર્યું કે લતા ઉઠી હશે હવે તેની ચિંતાનો વિસ્તાર વધી પડયો. સ્નેહલતાને પોતાની વાત કેવી રીતે સમજાવવી, કેમ જવાબ આપવો? પ્રથમ શું કહેવું? આવી તરેહના વીચારોથી મુઝાયો, દરમ્યાન દરવાજાનો એક ભાગ ઉઘડયો. સુકુમારને તેનું ભાન રહ્યું નહિ. સ્નેહલતા સુકુમારને પ્રાતઃકાળે અહિં ઉભેલો જોઇ વિસ્મયતાથી બોલી ઉઠી "કોણ સુકુમાર?"

"હા, કેમ?" સુકુમાર સ્થિરભાવે ઉભો રહ્યો; લતાએ સ્વાગત કર્યું. સુકુમારની ઇચ્છા અંદર જવાની ન હતી. પણ જ્યારે લતા પ્રેમ-

કટાક્ષ સાથે હાસ્યસહિત બોલી કે ' આવશો નહિ કે ? " ત્યારે સુકુમારનું જોર ઉડી ગયું, પગતળેથી ધૂળ ખસતી જણાઇ અને હવાના ઝોલકા હવામાં મળી ગયા. સ્નેહલતાના પ્રેમી કટાક્ષમાં સુકુમારના વિચારો સમાઇ ગયા. કંઇપણ ઉત્તર આપ્યાવિના અંદર પ્રવેશ કર્યો.

" સુકુમાર ! કાલે તમે ઘેર નહોતા ગયા ? " લતાએ પ્રથમ પ્રશ્ન કર્યો.

" ગયો હતો. " ગંભીરભાવે સુકુમારે ઉત્તર આપ્યો.

" ત્યારે પ્રાતઃકાળમાં આવાગમન શા કારણે થયું ?

" કંઇ કહેવાનું છે, ને તેટલાજ માટે આવ્યો છું. " સુકુમાર પોતે લીધેલી પ્રતિજ્ઞા મુજબ કામ કરી શકશે નહિં એમ કહેવા જતો હતો પણ શબ્દ બહાર આવી શકયા નહિં, માત્ર એટલુંજ બોલ્યો કે " કંઇ કામ છે ને તેટલાજ માટે આવ્યો છું. "

" શું કહેવું છે સુકુમાર ? " લતાએ હાસ્યસહીત પ્રશ્ન કર્યો.

" હું મોટા વિચારમાં પડયો છું. " થડકતે હૃદયે ઉતર આપ્યો.

સ્નેહલતાએ ધાર્યું હતું કે તેણીએ ગઇ કાલે જે આશાઓ આપી હતી તે આશાઓએ તેને ચંચળ બનાવ્યો છે અને બીજી કેટલીક બાબત વાસ્તે તેનું મન અશાન્ત થઇ ગયું છે જેના ખુલાસા વાસ્તેજ તે આવી મ્હોટી પ્રભાતે અત્રે આવ્યો છે. પણ જ્યારે તેના મુખનો ભાવ જોયો ત્યારે ચતુર સ્નેહલતા ચેતી ગઇ. તે વક્રદષ્ટિ કરી બોલી " શું વિચારમાં પડયા છો ? હું તમારો વિચાર સમજી શકીશ કે નહિ ! "

" જરૂર, શામાટે નહિ. તમને કહેવાતો આવ્યો છું. " સ્નેહલતાના હાવભાવ જોઇ સુકુમાર આત્મભાન વિસરી ગયો પણ જ્યારે ફરીથી ગંગાઘાટપર જોયેલ દેખાવ દષ્ટિ સમીપ આવ્યો ત્યારે કંઇ ભાન આવ્યું. સત્ય વાત કહેવા તત્પર થયો–હિમ્મત કીધી.

" શું બોલવું છે ? જલદી કહી દો. ઘણે ભાગે તમારા કહેવાનો ભાવાર્થ હું સમજી ગઇ છું. "

" મારાથી તે કાર્ય બની શકશે નહિ. " નીચું મુખ કરી તે ધીમેથી બોલ્યો.

"એ તો હું આગળથીજ સમજી ગઇ હતી. તમારા દ્વારા કોઇ પણ કાર્ય સિદ્ધ થશે નહિં. તે હું સારી રીતે જાણું છું તો પણ વખત સમજી તમે મને કંઇ મદદ કરશો એવું ધારી મેં તમને કહ્યું હતું. હું ધારતી હતી કે તમે મને ચાહો છો. મારા સુખની ખાતર તમે બધું કરી શકશો તેથીજ તમારી પાસે તે વાતનો પ્રકાશ કર્યો હતો. તમે મને ચાહતા નથી એવું હું પહેલેથીજ જાણતી હોત તો તમને કહેતજ નહિં અને વાત જણાવવા મારા મુખને ખરાબ કરતજ નહિં."

સુકુમારને સ્નેહલતાના મુખપર શોકની પ્રત્યક્ષ છાયા દેખાઇ. તેણે વિચાર્યું કે 'મારા શબ્દથી સ્નેહલતાના કોમળ હૃદયપર સખત આઘાત થયો છે. તેના મનને અતિશય માઠું લાગ્યું છે; આથી તે કંપીત સ્વરે બોલ્યો "જુઓ લતા! હું તેને ઓળખતો નથી, તેનો અપરાધ શું તે હું જાણુતો નથી, તમારો શત્રુ તે કેવી રીતે તે પણ હું જાણતો નથી તો પછી મારાથી તેનું ખુન કેવી રીતે થાય?"

સુકુમારના શબ્દો સાંભળી સ્નેહલતાએ પોતાનું મુખ બીજી તરફ ફેરવ્યું અને ક્રોધિષ્ટ સર્પિણીની પેઠે અંગ સંચાલન કરી બોલી "તમને તેનું કારણ જાણવાનું કશું પ્રયોજન નથી. મેં તમને તે વિષે કશું કહ્યું નહિ તેથી તમારૂં હૃદયુ તેનું ખુન કરતાં પાછું હઠે છે ખરૂં ના? સાંભળો હું તમને કહું છું અને તેટલા જ માટે તેની હત્યા તમારે કરવી પડશે."

સુકુમારના હસ્તપાદ કંપી ઉઠયા, સ્નેહલતા બોલી "કાળુ સરદારે તમને આશરો આપ્યો છે તે વૃથા છે. તમને આશ્રયની બદલીમાં ત્રિવેણીના જળમાં જ આશરો આપવાની વિશેષ જરૂર હતી. સરદારે તમારૂં યત્ન કરી તમને ઉછેર્યા, તમને અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનું શિક્ષણ આપી કેળવ્યા અને માણસ બનાવ્યા, મેં તમને મારૂં સર્વસ્વ અર્પણ કરી દાસી થઇ રહેવાની પ્રતિજ્ઞા લીધી છતાં તમે કહો છો કે "મારાથી બની શકશે નહિ,' જાવ સુકુમાર તમારૂં કામ નથી, તમે તમારે ઠેકાણે ચાલ્યા જાવ!" સ્નેહલતા ઉઠી જવાની ચેષ્ટા કરવા લાગી.

ત્રિવેણીના ઘાટપર સુકુમારે રેતીની જે ઇમારત બાંધી હતી તેને વીસ વર્ષની એક યુવતિના વચન—પવને ઉડાડી દીધી, સુકુમારે કહ્યું.

"સાંભળો સ્નેહ! હું અકૃતજ્ઞ નથી. તમે—"

"કૃતજ્ઞતાનો યથેષ્ઠ પરિચય મળી ચુકયો, હવે ફરી એ વાત બોલતાં

લજ્જા થતી નથી ? મારાસરખી સુંદર યુવતિ પોતાનું સર્વસ્વ અર્પણ કરવા પ્રતિજ્ઞ થઇ, તમે મારા સુખનો માર્ગ નિષ્કંટક કરવા પ્રતિજ્ઞ થયા તે સર્વે ભુલી તર્કના બોજા લઇ પ્રતિજ્ઞા ભંગ કરવા આવ્યાછો ? સાંભળો સુકુમાર ! હું મારી પ્રતિજ્ઞા પાળીશ અને જે મારા શત્રુનું ખુન કરશે તેની હું થઇશ. તમને મેળવી હું ઘણીજ સુખી થતે પણ જ્યારે તમે અસમર્થ છો તો લાચાર ! બીજો સમર્થ થશે તેને હું પરણીશ, ખરૂં છે કે તમારાં શ્રીચરણમાં જે સુખ થતે તે સુખથી મારે એલગ થવું પડશે પણ પૃથ્વિમાં બધી જાતનાં સુખ મળે નહિં એ વાત સત્ય છે. "

સુકુમાર આ વખતે સૌન્દર્યના તરંગમાં ફરીથી તણાયો, સ્નેહલતાનો માધુર્યમિશ્રિત શ્લેષ વાકયમાં આત્મ વિસ્મૃત થયો અને વસ્ત્રના છેડાથી પોતાનું મુખ લ્હોતાં બોલ્યો "ત્યારે મને એક વાતની સમજણ પાડશો ? "

" કઇ વાતની સમજણ ? " લતાના મુખપર ફરી એકવાર હાસ્યરેખા પડી.

" તે છે કોણ ? " સુકુમારે પ્રશ્ન કર્યો.

" તે મારો શત્રુ. મ્હોટો શત્રુ છે, તેનું નામ અજીતકુમાર. જ્યારે હું સુંસુડાવમાં હતી ત્યારે તે મારૂં સર્વસ્વ નાશ કરવા તૈયાર થયો હતો. સુંસુડાવથી નાશી હું બર્દવાન આવી, ત્યાંથી કલ્યાનશ્રી ગામમાં પર્ણકુટીનો આશ્રય લીધો તોએ તે શત્રુએ મારૂં ત્યાં પણ સંધાન લીધું. આ વખતે આવા ભયંકર પ્રેતવનમાં આવી છું તોએ અહિયાં પણ તેણે મારો પીછો છોડયો નથી. તેનું ખુન ન થાય ત્યાંસુધી આપણાથી નિશ્ચિંત રહી શકાય તેમ નથી. "

" શું તે તમારી તપાસ રાખે છે ? " સુકુમારે ફરી પ્રશ્ન કર્યો.

" એ વાત પછી કહીશ. પ્રથમ તો તમે તેનું ખુન કરો પછી તમારી દાસી થઇ બધી વાતથી વાકેફ કરીશ. "

" તે દિવસ ગંગાના ઘાટપર તમારી સાથે તે કંઈ બોલ્યો નહિં ? "

" સુયોગ મળ્યો નહિં. તે મને કંઇ કહેવા માગતો નથી. તે માત્ર મારૂં ખુન કરવા માગે છે.

સુકુમાર ચમકી ઉઠયો. તે બોલ્યો " હું કંઇ પણ સમજી શકતો નથી લતા ? "

"વખત આવ્યે બધું સમજશો." લતાએ ઉત્તર આપ્યો.

"સારૂં તેનું ખુન કરવા નિશ્ચય કર્યો પરંતુ—"

"સમજુ છું તમને છુપી રીતે ખુન કરવા હું કહેતી નથી. તેને લડવાનું આમંત્રણ આપો અને બન્ને બળપરિક્ષા કરો. તમારૂં શૌર્ય હું જાણું છું, તે નક્કી તમારા હાથે મૃત્યુ પામશે; તમે કાળુ સરદારના શિષ્ય છો, કાયર પુરૂષની પેઠે તેની હત્યા ન કરશો પણ એક બાબત અગત્યની છે તે એ કે તે અસિવિદ્યામાં સુદક્ષ છે માટે તમે પીસ્તોલ વ્યવહાર કરજો."

"વારૂ; ત્યારે એકવાર શત્રુને જોઇ આવું, સ્નેહ! તારા વાસ્તે હું સઘળું કરીશ." સુકુમાર ચાલ્યો ગયો.

# પ્રકરણ ૩ જું.

## પૂર્વ પરિચય.

—:o:—

બંગાળા દેશમાં અંગ્રેજ બહાદુરના રાજ્યઅમલની અગાઉ અનેક સમૃદ્ધિવાન લોકોનાં સંતાનો લુંટારાનો ધંધો કરતાં હતાં. કદી કોઇ પોતે નહિ કરતા હોય તો પગારદાર લુંટારા લોકોનું સૈન્ય રાખીને એ કૃત્ય કરાવતા હતા. કેટલાક જમીનદારો તો લુંટારા લોકોનાં ભાવિ સંતાનોના કલ્યાણ અર્થે જમીન જાગીરો રાખી ગયા છે.

કાળા ચાંદસિંહ કાયસ્થનો પુત્ર હતો, પરંતુ તે લુંટનો ધંધો કરતો હતો. કાળાચાંદ જ્યાં જ્યાં લુટવા જતો ત્યાં ત્યાંના લોકોને પીડા કદી આપતો નહિ. કોઇ જ્યાંસુધી ગુસ્સાથી અને ઘાતકીરીતે તેનાપર હુમલો ન કરે ત્યાં સુધી તે સજા આપતો ન હતો. તે લુંટમાં ખાસ કરીને બાળક યાને બાળકીને ઉઠાવી લાવતો, પછી તેનાં માબાપ આપવા રાજી હોય વા ન હોય, પાછળથી ચોરેલાં છોકરાંને લુંટારાના ધંધામાં લગાડતો.

કાળાચાંદ લુંટારાનો ધંધો કરતો હતો તો પણ તેનું હૃદય માનવ-સુલભ કોમળ ચિત્તવૃત્તિવાળું હતું. તેનામાં અસદ્ભાવ બીલકુલ ન હતો;

તેની ખ્યાતિ દરિદ્રીને મદદ કરવાને અને પરોપકાર વાસ્તે અતિશય થઇ હતી. તેનું નિવાસસ્થાન કયાં છે તે કોઇ જાણતું નહોતું. તો પણ કોઇ, કોઇ વિપદમાં આવી પડયો હોય અને દસ જણુ આગળ પોતાને કાળાચાંદની જરૂર છે એમ વાત કરે તો એક પખવાડિયાની અંદર તે તેની સન્મુખ હાજર થઇ જતો. રોગીની સેવા કરવામાં અન્ન વગર રડવડતાને અન્ન દેવામાં અસમર્થનું અર્થ કષ્ટ દુર કરવામાં કાળાચાંદ ઘણો આતુર રહેતો હતો અને ઉત્સાહ પુર્વક ભાગ લઇ મદદ કરતો હતો. તેનું નામ સાંભળી કોઇનાં ગાત્ર નરમ થઇ જતાં તો કોઇ બીકથી ધ્રુજતું, તો કોઇ તેમનું કલ્યાણ થવા વાસ્તે પ્રભુની પ્રાર્થના કરતું હતું.

કાળાચાંદના દળમાં સર્વ કંઇ કાળાચાંદ જેવા ન'તા. તેમાંના કેટલાક તેના હુકમનું અપમાન કરી લોકો ઉપર અત્યાચાર કરતા અને છૂપાં પાપ કર્મો કરતાં પણ ચુકતા નહિ. સમય જતાં ઘણુંખરા એવાં કૃપણ કામ કરવા લાગ્યા કે અંતે જયાં ત્યાં લુંટ અને અત્યાચારની ધુમ પડવા લાગી. લોકો ત્રાહી ત્રાહી પોકારી કહેવા લાગ્યા કે આ કામ સરદારનું નથી પણ તેના દળના દુષ્ટ લોકોનું છે. આવી રીતે સરદાર ચાંદનું નામ બદનામ થયું નહતું. ધીરે ધીરે આ વાતની ખબર સરદાર ચાંદને થઇ, છુપીરીતે પોતાની ટોળીના માણસોના હાથથી થતા અત્યાચાર જોયા, દસ બાર જણને શિરચ્છેદની પોતે શિક્ષા ફરમાવી, મારી નંખાવ્યા; પણ આ વાતની સરદાર શિક્ષા કરે તે અગાઉ નામદાર સરકારને થતા અત્યાચાર બંધ પાડવાની ઉપરાઉપરી અરજી આવવા લાગી અને અંગ્રેજ બહાદુરે તેનો નાશ કરવાને પ્રયત્નો શરૂ કર્યા.

ચુચુડાયમાં તેજ વખતે કર્નલ બેનશન સેનાધ્યક્ષ હતો. તેણે લુંટારા લોકોને પકડવાને સંકલ્પ કીધો. અજીત કુમાર નામનો એક બંગાળી યુવક તે સાહેબનો પ્રીતિપાત્ર હતો અને તે તે વખતે છુપી પોલીસમાં કામ કરતો હતો. તે યુવાન તેમજ ચંચળ સ્વભાવનો હોઇ ઘણોજ પરાક્રમી નીવડયો હતો અને તેણે પ્રખ્યાતિ પણ સારી મેળવી હતી. મી. બેનસને બાબુને બોલાવી કહ્યું. " મી. અજીતકુમાર ! કાળાચાંદ હવે ઘણોજ અત્યાચાર કરે છે જેને પકડવાની જરૂર છે. અને તેને પકડવાનું કાર્ય હું તમને સોંપું છું. "

" સાહેબ ! મેં સાંભળ્યું છે કે કાળાચાંદ પોતે સ્વયં ઉત્પીડક

નથી પ્રણુ તેના દળના કોઇ કોઇ લોકો અત્યાચાર કરે છે. ગમે તેમ હો, પણ જ્યારે આપ મને હુકમ ફરમાવો છો ત્યારે મારે તેની તપાસ માં નીકળવુંજ જોઇએ અને તેનુ સંધાન મેળવવા પ્રવૃત્ત થવુંજ જોઇએ"

અજીતકુમાર સાહેબ પાસેથી વિદાયગીરી લઇ ઘેર આવ્યો. જો કે કાળાચાંદ ઉપર તેને પૂર્ણ શ્રદ્ધા હતી તો પણ હુકમને આધીન થવા તેને ફરજ પડી. તેણે આખો દિવસ તેને કેમ સપડાવવો તેની ફીકરમાં વખત વ્યતીત કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે અજીતકુમાર કર્નલ એનંસનની સમક્ષ હાજર થયો અને અરજ કરીકે "આઠ માણુસ અને એક નૌકા અપાવવા હુકમ લખી આપવો. આજે ખબર મલ્યા છે કે સુળિંરના મુખ આગળ બીજી ત્રણ ચાર નૌકા લુંટાઇ છે અને તે કામ કાળાચાંદનું જ છે. વાસ્તે તેની તપાસની પણ મંજુરી આપવા કૃપા કરવી."

સાહેબના હુકમ મુજબ એક નૌકા અને આઠ પોલીસના માણુસ તૈયાર કરવામાં આવ્યા. જરૂર જોગું દ્રવ્ય અને સામગ્રી લઇ અજીત કુમારે નૌકા હંકારી. આ વખતે અગીયાર વાગી ગયા હતા. ત્રયોદશી હોવાથી નદીમાં પાણી પુરતું હતું તેથી નૌકા જોરથી પોતાનો માર્ગ કરતી ચાલવા લાગી નૌકા ઉપરથી શઢ છુટા મુકી દેવાનો અને જોરથી હંકારવાનો હુકમ કરવામાં આવ્યો.

નૌકાને કયાં લઇ જવી તે નકકી કરવામાં આવ્યું ન હતું. અજીતકુમારના હુકમ મુજબ નૌકા ધીમી ધીમી ચાલે, કીનારાતરફ લઇ જવામાં આવતી હતી અને પાછી જોરથી છોડી મુકવામાં આવતી હતી. આ વખતે સંધ્યાનો સમય થયો હતો. આકાશમાં વરસાદ ચડતો હોય એમ જણાયું. અજીતકુમારે ઉઠી ચારે બાજુએ નજર કરી પણ ગંગામાં કયાંઇ અન્ય નૌકા દ્દષ્ટિગોચર થઇ નહિં. એક માછીને પુછ્યું. "આ કયું સ્થાન છે?"

"કાલીગંજ" ઉત્તર મળ્યો.

"લંગર નાખો." અજીતકુમારે હુકમ કર્યો.

અજીતકુમાર વિચારમાં નિમગ્ન થયો. નૌકાની બહાર એક આંકડામાં ફાનસ લટકતુ હતું. અજીતકુમારે બતી અંદર લઇ જવા હુકમ આપ્યો.

કેટલાક વખત પછી એક જણને પુછયું. "અહિંથી ગામ કેટલું દૂર હશે ?".

"ત્રણ ચાર કોસ" એક પોલીસે પ્રતિઉત્તર આપ્યો.

"વરસાદ ચડતો જણાય છે કે નહિં ?".

"જી, હા. એવું કંઈ દેખાય છે ખરૂં. આજલગી વરસાદ થયો નથી તેથી આજ વરસાદ થાય તેમાં નવાઇ નથી."

"તેને લોકો તમારા ખાવાપીવાની સગવડ કયારે કરશો ?"

"જેના વાસ્તે અત્રે આવવું થયું છે, તેના વાસ્તે હજુ એક પહર રાહ જોવી પડશે પછી અમે ખાવાપીવાની સગવડ કરીશું."

"સારૂ." અજીતકુમારે તેને જવાની રજા આપી. અંધારામાં ઘણે દૂર પોતાની નજર નહિં પડે તે વાસ્તે દીલગીર થવા લાગ્યો. કેટલોક સમય આ સ્થિતિમાં પસાર થયો. થોડી વાર પછી અજીત કુમારે જોયું કે દુર એક બતી બળતી દેખાય છે. માછીને હાંક મારી બોલાવ્યા ને પુછયું. "તે દીવાનું તેજ કયાંથી આવે છે ?"

"આ સ્થળમાં હમેશ આગ લાગે છે અને વખતે તેનો પ્રકાશ હશે."

"ભુલ છે, કોઇ નૌકા આવે છે લંગર ખોલી નાંખો."

થોડી વાર પછી માછીએ જણાવ્યું કે તે નૌકાપર બળતી બતી છે અને તે આપણી તરફ આવતી જણાય છે. પહેલાં બરાબર દેખાતુ ન હતું પણ હવે બરાબર સ્પષ્ટ નજરે પડે છે. પણ સાહેબ મને લાગે છે કે તોફાન તરત થશે."

"જો તે એજ નૌકા હશે તો તે અહિં આવશે નહિં તેઓ સાવધાન થઇને જ નૌકા ચલાવે છે.

"આપણી નૌકા સારી અને મજબુત છે. પહેલાં આપણે તીરે તીરે આગળ વધીએ વખત પર રક્ષણ કરવું સહેલું થઇ પડશે."

માછીએ લંગર ખોલ્યુ પણ સઢ ખોલ્યો નહિ. હલેસાં મારી નૌકા કિનારે કિનારે ચલાવવી શરૂ કરી. અજીતકુમાર નૌકાના અગ્ર ભાગના બેઠો. હવે તેને બતી સ્પષ્ટદેખાવા લાગી.

નૌકા ધીરે ધીરે કીનારાની ધારે ચાલી જાય છે. થોડીવારે ઠંડા

પવન આવવો શરૂ થયો. માછી બોલ્યો " બાબુજી ! પવન કડો શરૂ થયો છે. મારા ધારવા મુજબ વરસાદ તરત આવશે. "

અજીતકુમાર દુર બળતી બત્તી તરફ એકી નજરે જોઇ રહ્યો હતો અને વિચારમાં ડુબેલો હતો. માછીના સવાલનો ઉત્તર ન આપ્યો. માછી પણ ફરી કશું બોલ્યો નહિં. નૌકા પોતાનો રસ્તો કાપવા લાગી, થોડી-વાર પછી તોફાન શરૂ થયું, છુટક છુટક છાંટા પડવા શરૂ થયા. માછી બોલ્યો "સાહેબ અંદર પધારો વરસાદ હમણાં જોરથી પડશે. "

અજીતકુમાર અંધારામાં મસ્તક ધૂણાવી બોલ્યો " બત્તી નજદીક આવતી જાય છે. આ સમય અંદર બેસવાનો નથી. તે નૌકા કેટલી દુર હશે ? "

" નજદીક હશે. "

" આપણને તેઓ જોઇ શકશે કે કેમ ? "

" ગુપ્ત વિજળીની બત્તી હોય તો જોઇ શકે, કારણકે નૌકા બહુજ નજદીક છે. "

" આ વખતે નૌકા લાંગરો. તમારામાંથી ચાર જણ પોલીસનો ડ્રેસ પહેરી લ્યો. સમય જોઇને મારા કહ્યામુજબ વર્ત્તવાને તીર ઉપર તેની રાહ જુઓ ! જાઓ, વખત ન ગુમાવો. " અજીતકુમારે હુકમ કર્યો.

માછી લોકો અજીતકુમારનો મનોભાવ સમજી ગયા, તેના કહેવા પ્રમાણે કાર્ય થઇ ગયું, તોફાન વિશેષ વધવા લાગ્યું, માછીએ પુછ્યું " સાહેબ આવા તોફાનમાં તેઓ કિનારે કિનારે શામાટે નથી ચલાવતા ? " અને લંગર કેમ નથી નાંખતા ?

" કાંઈ સમજણ પડતી નથી. આ નૌકા લુંટારાની નૌકા છે. નહિં તો આવું સાહસ બીજો અન્ય કરી શકે નહિં. "

થોડી વારમાં સામેની નૌકાની બત્તી બુઝાવી નાંખવામાં આવી.

અજીતકુમાર અધીરો થઇ પુછવા લાગ્યો. " બત્તી શાવાસ્તે બુજાવી? "

કોઇએ ઉત્તર આપ્યો નહિં.

દીવો ફરી ન થયો દેખી અજીતકુમાર બોલ્યો " કંઇ સમજ પડે છે ? લંગર ઉઠાવો. "

માછીએ અરજ કરી કે તોફાન શરૂ થયું છે. આ વખતે લંગર ઉઠાવવામાં સલામતી નથી. "

સામી નૌકામાં ફરીથી એકવાર બત્તી દેખાઇ અને પાછી અદૃષ્ય થયેલી જણાઇ. તોફાન સખ્ત શરૂ થઇ ગયું છતાં અજીતકુમારે જરા જોરથી બુમ મારી કહ્યું " લંગર ઉઠાવો, વખત ન ગુમાવો. "

માછીએ તોફાન વધેલું જોઇ અરજ કરી પણ અજીતકુમારે કશુ એ સાંભળ્યું નહિ; તે ગુસ્સે થઇ બુમ મારી બોલ્યો 'તમે ન આવ્યા હોત તો વધારે સારૂં થતે, શું બધાને કેદ કરાવવા છે ? શું આવી સોનેરી તક મારે તમારાથી ગુમાવવી પડશે ?'

માછીએ નિરૂપાયે લંગર ઉપાડયું, વાયુના જોરથી નૌકા આમતેમ ડોલવા લાગી અને બે જણુ દોરી ઝાલી નૌકાને તાણી જવા લાગ્યા. ગુપ્ત વીજળીની બત્તીની મદદથી અજીતકુમારે જોયું કે સામેની નૌકા લંગર નાખી પડી છે માછીએ બીજા બે ખલાસી કીનારા પર નૌકાની દોરી તાણવા મોકલી આપ્યા. ચાર જણુ પણ નૌકાને પાણીમાં સ્થિર રાખવા અશક્તિવાન થયા.

અજીતકુમાર બહાર બેશી ભીંજાવા લાગ્યો અને માછીને સામેની નૌકાપર નજર રાખવા કહી પોતે અંદર ગયો. આ વખતે સખ્ત પવનનો ઝપાટો આવ્યો. સામેની નૌકા કે જેનું લંગર કીનારાપર રાખવામાં આવ્યું હતું તે સરી જતાં પાણીમાં પડયું, નૌકા પવનના જોરથી પાણીમાં તણાઇ અને માછી સાવધાન થાય તે પહેલાં પવનના એક સખ્ત ઝપાટાસાથે નૌકા પાણીમાં ઉંધી વળી ગઇ.

" ગયારામ ! પેલી નૌકા ડુબી જો—" બોલતાં અજીતકુમાર ગંગાના જળમાં કુદી પડયો અને પાછળથી ગયારામે પણ પાણીમાં ઝંપલાવ્યું.

—:o:—

## પ્રકરણ ૪ થું.

### કૃતજ્ઞતા.

હજીસુધી વરસાદ પડતો બંધ થયો ન હતો, રાત્રીના ભયંકર અંધારામાં અજીતકુમાર પાણીમાં કશું જોઇ શકયો નહિં. એક તરતા લાક-

કાને આધારે થોડી પળ તે સ્થિર થઇ પાણીમાં પડી રહ્યો, પણ રાત્રીની ભયંકર શાન્તિ હોવા છતાં એક શબ્દ સરખો પણ કર્ણગોચર થયો નહિ. માત્ર તોફાનના સુસવાટા, વરસાદની પડતી ઝાપટો અને પાણીના મોજાના અવાજો રાત્રિની શાન્તિનો ભંગ કરતાં હતાં. અંતે અજીતકુમારે ગયારામને બોલાવવા બુમ મારી પરંતુ કશો ઉત્તર મળ્યો નહિં. એક ઉપર એક એમ જોરથી પાંચ સાત બુમ મારી ત્યારે ગયારામે પ્રતિઉત્તર આપ્યો. અજીતકુમારે પુછ્યું કોઇનો પત્તો મળ્યો? ” ઉત્તર મળ્યો “ ના. ” અજીતકુમારે ગયારામને તીર ઉપર આવવા ફરમાવ્યું.

તીર ઉપર આવતાં બન્ને જણ થંડીથી ધ્રુજવા લાગ્યા. ગયારામે નૌકામાં જઇ વસ્ત્ર બદલી આવવા અજીતકુમારને કહ્યું પરંતુ તે વાત તેને પસંદ આવી નહિં. તે જવાબ આપવા જતો હતો તે દરમ્યાન દુરથી અવાજ આવ્યો.

“ મહાશય ! આપ કોણ છો ? ”

“ અમે લોકો યાત્રી છીએ અને તમારીજ શોધ કરીએ છીએ. ” અજીતકુમારે ઉતર વાળ્યો.

પ્રશ્નકર્તા આગળ આવ્યો તે સાથેજ વિદ્યુત્‌નો ચમકારો થયો. જેના તેજથી તે જોઇ શકયો કે એક શ્રીમંત જણાય છે અને બીજો તેનો નોકર હોય એમ અનુમાન થાય છે. અજીતકુમારે પણ જોયું કે સામેનો પુરૂષ ભદ્રજેવો જણાય છે. અજીતકુમારે પ્રશ્ન કર્યો ? “ શું આપની નૌકા ડુબી છે ? ”

“ હા, અમે છુટાં પડયાં છીએ. ” દુ:ખીતસ્વરે નૂતન પુરૂષે જવાબ આપ્યો.

“ અને શું તમારી સાથે બીજા કોઇ લોક છે ? ”

“ જી હા મારી એક કન્યા છે અને અમે શાન્તિપુરથી આવીએ છીએ. રસ્તામાં આ સંકટ પડયું અને અમો છુટાં—

“ ચિન્તા કરશો નહિ. પણ આપની કન્યા કયાં છે ? વચ્ચેજ અજીતકુમારે પ્રશ્ન કર્યો ”

“ પરમાત્માને તેણીને બચાવવી હશે તો બચાવશે ” આંખમાં અશ્રુ લાવી નૂતન યાત્રીએ પ્રત્યુત્તર આપ્યો અને તે આગળ બોલી ન શકયો.

" સાહેબ એક કન્યા હાથ લાગી છે." વચમાંજ એક ખલાસીએ બીંજાયલે કપડે આવી જાહેર કર્યું.

" વારૂ ત્યારે ઇશ્વરનો ઉપકાર માનો કે તમારી કન્યા મળી છે."

" પરમાત્મા તમારા લોકોનું ભલું કરો. પણ આપની ઓળખાણ આ ગરીબ સેવકને કરાવશો ? " આભારદર્શક સ્વરે તેણે કહ્યું.

" અમે લોકો યાત્રાળુ છીએ. વરસાદના તોફાનથી બચવાને અમોએ અમારી નોકા તીર ઉપર રાખી હતી. પણ આપની નૌકા ડુબતી જોઇ અમો મદદ કરવા પાણીમાં કુદી પડયા હતા."

" હવે આપ કયાંથી પધારો છો અને કયાં જવાનું થશે ? "

અજીતકુમાર આ પ્રશ્નનો ઉત્તર આપવા નારાજ થયો, પરંતુ પોતાનો મનોભાવ છુપાવી બોલ્યો. " અમો કોટાહથી આવીયે છીએ અને કલકત્તા જઇએ છીએ." અજીતકુમારે એક બત્તી લાવવા ગયારામને ફરમાવ્યું. ગયારામ તેનો મનોભાવ સમજી ગયો અને પોતાની ફરજ અદા કરવા દોડી ગયો. ગયારામને ગયો જોઇ અજીતકુમાર બોલ્યો, " આપની કન્યાને સાથે લઇ આપણે નૌકા ઉપર વસ્ત્ર બદલાવી વિશ્રામ લઇએ તો શું ?

કંઇક વિચાર કર્યાબાદ તે બોલ્યો " તમે અમારા પ્રાણ ઉદ્ધાર કરવા વાસ્તે પોતાના જીવને તુચ્છ સમજી પ્રયાસ કર્યો હતો તો પછી આપની એ માગણીને હું ફેરવવા અશક્તિમાન છું. પ્રથમ આપણે તે કન્યાને આપણી સાથે લઇએ, અરેરે ! બીચારીને આજે ઘણું સહન કરવું પડયું હશે ? "

અજીતકુમાર કાંઇક વિચારમાં પડયો અને શંકાને પોતાના હૃદયમાં સમાવી બોલ્યો ' જવું તો ખરૂં, થાય તે જોવું, હિંમત હારવી નહિ.' તે સ્પષ્ટ ભાવે બોલ્યો. " હા ચાલો."

થોડું ચાલ્યા બાદ બાલિકાને બોલાવવા બુમ મારી " બ્હેન તું કયાં છે ? "

ઉત્તર મળ્યો " અત્રેજ છું. આ આવી." બાલિકા આવી પીતાને ભેટી અને પિતાએ અજીતકુમારની ઓળખાણ કરાવી. તેણીએ શરમાઇ

નચું જોયું. થોડી વાતચિત કર્યા બાદ આગળ ચાલ્યાં. ત્યાં થોડે દૂર ચાર પોલીસના માણુસ સાથે ભેટો થયો. પોલીસ રસ્તો રોકી ઉભા હતા. અજીતકુમારે પુછ્યું "તમો કોણુ છો ?"

"પ્રથમ તમે લોક કોણુ છો તે કહો" ચારજણુમાંથી એકે મીજાજથી પુછ્યું.

"અમે લોકો યાત્રી છીએ. થોડે દૂર નૌકા લંગર નાખી પડી છે અને આ અમારા સાથીની નોકા તોફાનમાં ડુબી ગઇ છે. અમો તેમને સહાય્ય આપવા ગયા હતા." અજીતકુમારે ધીરે ધીરે સમજાવી ઉત્તર આપ્યો.

"તમારી નૌકા અમે જોઇ છે પણુ આ તમારા શું થાય ?"

"અમે એ પ્રશ્નનો જવાબ આપી શકતા નથી. તમે લોક કોણુ છો તે બોલો"

"અમે પોલીસના સિપાઇ છીએ. તમારી સાથે કોણુ કોણુ છે."

"પોલીસ ! અહિં તો લોકાલય નથી. આવા દુર્યોગમાં પોલીસ શામાટે ?"

"લુંટારાઓને પકડવા માટે, બીજા શામાટે ?"

"આ પિતા પુત્રી અમારા પરિચિત નથી, જ્યારે તેઓ લુંટારા પણુ નથી."

"શું આ બાલિકા તેમની પુત્રી થાય ? ગમે તેમ હો અમારે કેદ કરવાંજ પડશે."

"એ લોક લુંટારા નથી પછી શા માટે પકડશો ? સારા માણુસોને આવી રીતે રસ્તામાં રંજાડવા વાસ્તે તમને ખમવું પડશે. નહિં તો ચાલ્યા જાવ." અજીતકુમારે કડકાઇથી કહ્યું.

પોલીસના એક માણુસે પોતાના ફાનસથી તેઓના ચ્હેરા જોયા અને કહ્યું "વારૂ, ત્યારે તમોને જવાની છુટ છે." પોતાના ત્રણુ માણુસોને લઇ તે પોલીસ જમાદાર ચાલ્યો ગયો.

નૂતન યાત્રી અત્યારલગી એક શબ્દ પણુ બોલ્યો ન હતો. તે હવે બોલ્યો "બાબુજી ! આપે ફરીથી અમારી એકવાર રક્ષા કરી છે. પરંતુ હવે આપની નોકાઉપર આવી શકીશું નહિ. અમારે વાસ્તે આપને

સંગોગવશાત્ કષ્ટ સહન કરવું પડે આપે હાલજ જોયું કે નહિ ?"

"સંત પુરૂષોના વિપદના સમયમાં જ્યારે સંત પુરૂષ મદદ નહિ કરે તો બીજું કોણ કરશે ? આપ પલળીગયેલ કપડાંનો ત્યાગ કરો, નહિ તો આપને શરદી થશે, તેમજ આપની કન્યા પણ હજી બાળક છે."

નૂતન યાત્રી અંતે જવા સ્વીકૃત થયો. તેઓ નૌકાપાસે આવી પહોંચ્યા. પોલીસ લોકોએ તરતનાંજ કપડાં બદલ્યાં હતાં. અજીતકુમારે પ્રથમ તે બાલિકાને ઉપર ચડાવી પછી પોતે ચડી ગયો અને છેલ્લે પોતાનો હાથ આપી નૂતન યાત્રીને ચડાવી લીધો. તેના આદેશ મુજબ મયારામ ધોયેલાં કપડાંની પેટી લાવ્યો, બધાં લોકોએ નૂતન વસ્ત્રો પહેર્યાં. થોડા વખત પછી ભોજનની તૈયારી થવા લાગી. અજીતકુમારે નૂતન યાત્રીને જણાવ્યું કે જો તમારે ચુંચુડાય જવું હશે તો જઇ શકાશે અને વધારામાં પોતે ત્યાં પહોંચાડી આવશે.

નૌકામાં આવી અજીતકુમારે જોયું કે કન્યા બાળક છે તે સત્ય પણ તેના હાવભાવ બીજી તરેહના છે, ચતુર પણ તેવીજ છે, સ્વરૂપવાન પણ છે, ઉમ્મર વર્ષ ૧૨–૧૩ ની છે, પણ વિવાહિત થયેલ હોય એમ જણાતું નથી.

અર્ધરાત્રી કાળે અજીતકુમારે નૌકાનું લંગર ઉપાડવા હુકમ આપ્યો અને નૌકા ધીરે ધીરે ચાલવી શરૂ થઇ. અજીતકુમારે માફી માગી કહ્યું "આપને સાથ આપી તેથી મને ઘણોજ લાભ થયો છે. એક બીજાનો સ્નેહ બંધાયો તે જોઇને પણ મને હર્ષ થાય છે પરંતુ અત્યાર લગી આપનું નામ હું પુછી શક્યો નહિ વાસ્તે માફ કરશો એટલા માટે આપનો અપરાધી છું."

'દુઃખ તે સર્વથી અલગ રાખે એવો સૃષ્ટિ નિયમ છે. હું પણ આપથી અજ્ઞાત રહી ગયો છું. અરસપરસ અપરાધ થયો છે તો માફીની જરૂર નથી. મારૂં નામ જગદાનન્દસીંહ છે. મારો વાસ શાન્તિપુરમાં છે, હાલ ચુંચુંડાય જવાનું છે ત્યાં મારા આત્મીય સંબંધી છે તેને ત્યાં કામપ્રસંગે જવાનું છે."

"હું પણ ત્યાં કેટલાક દિવસ હતો. આપના સંબંધીનું નામ શું ?"

"હરિપ્રસનરાય છે. છુટક ધંધો કરીને તેઓ ત્યાંજ રહે છે."

"ત્યારે તેને હું ઓળખતો નથી."

"આપનું નામ જાણવા હું ભાગ્યશાળી થઇશ ?"

"જરૂર, મારૂં નામ કૈલાસચંદ્ર બાબુ, કુશપુર મારૂં નિવાસ સ્થાન છે. ત્યાં થોડી જમીન છે, સિવાય કલકત્તામાં થોડો વેપાર પણ છે."

"આપ કેવા સજ્જન છો તેની ખાત્રી થોડીવાર અગાઉથીજ મળી ગઇ છે. આપે મારી કન્યાને જીવીતદાન આપ્યું છે. આપ પાસે અમો ચિરકૃતજ્ઞ છીએ."

આવી રીતની કેટલીક વાતચિત કર્યાં બાદ તેઓને આરામ લેવાનું કહી અજીતકુમાર નોકા બહાર જવા ઉઠયો. જગદાનંદ તે વાતમાં વાંધો લીધો. બધાંએ અંદર સુવું એમ જણાવ્યું; પરંતુ એ વાત અજીતકુમારને પસંદ આવી નહિં ને કહ્યું કે "મને બહાર સુવાની ટેવ છે, એમાં વાંધો લેવા જેવું કશું નથી." અજીતકુમાર બહાર ચાલ્યો ગયો, કારણકે તેની અંદર રહેવા ઇચ્છાજ ન હતી.

રાત્રીના અંતભાગમાં સુયોગ જોઇ અજીતકુમારે ગયારામને પુછયું. ગયારામ મને આ વાતમાં શક રહે છે. ચુચુડાયનો વેપારી હરીપ્રસન્નરાય કોણ ? ગમે તે હો, પરંતુ તારે એક કામ કરવું પડશે." બાદ અજીતકુમારે ગયારામને ખાનગીમાં કેટલીક સુચનાઓ આપી.

નિયમાનુસાર નોકા ચુચુડાયના કીનારાપર આવી પહોંચી. કીનારાપર ફરતા એક પોલીસ સીપાઇએ પુછયું. "આ કોની નૌકા છે?"

"સોદાગરની" ગયારામે ટુંકમાંજ પ્રતિઉત્તર આપ્યો, સિપાઇ ચાલ્યા જવાનું કરતો હતો તે દરમ્યાન ગયારામે પુછયું "બજાર કેટલી દુર છે ?"

"નજદીક છે" સિપાઇએ ઉત્તર આપ્યો અને પોતાને રસ્તે ચાલ્યો ગયો. અજીતકુમાર હજુ બહાર હતો, જગદાનંદ અને તેની કન્યા અંદર હતાં. આ લાભ લઇ આગળ થએલી સુચના અનુસારે ગયારામ નૌકાપરથી ઉતરી ગયો અને ગામના રસ્તામાં અદ્રશ્ય થઇ ગયો.

થોડીવારે જગદાનંદ નિદ્રામાંથી જાગૃત થયો, પોતાની કન્યાને લઇને તીર ઉપર ઉતર્યો. અજીતકુમારપાસે વિદાયગીરી લેવા આવ્યો

અને બોલ્યો "મહાશય! આપને મેં ઘણીજ તકલીફ આપી છે. અપરાધ થયો હોય તો ક્ષમા કરશો."

"સારૂં. આવડો ઉપકાર કેમ માનો છો?"

જગદાનંદે ઉત્તરના બદલામાં માત્ર સ્મિતહાસ્ય કર્યું અને બોલ્યો "ત્યારે રજા છે!" બાલિકાએ નમસ્કાર કર્યા. અજીતકુમાર તરફ બાલિકાના તેજ હાવભાવ હતા. અજીતકુમાર તેઓને વિદાય કરી નૌકાપર આવ્યો અને પોતાના સંદેહનું નિરાકરણ કરવા બેઠો. એમના સંબંધીનું ઘર અહિં છે; તેમજ અમે કલકત્તા જઇએ છીએ તે પણ જાણે છે. વળી રાત્રે કંઇ આહાર પણ કર્યો નથી તે પણ જાણે છે. છતાં તેણે પોતાની સાથે જમવા આવવા આગ્રહ શામાટે કર્યો નહિં? અજીતકુમારની ચિંતામાં વૃદ્ધિ થઇ.

જગદાનંદ કેટલાંક પગલાં દુર ગયો કે એક પોલીસ કર્મચારીસાથે ભેટ થઇ પોલીસ કર્મચારીએ અટકાવી પુછયું "મહાશય! તમારૂં નામ શું?"

જગદાનંદસિંહ, કેમ શું કામ છે?"

"પ્રયોજન છે, તમારૂં નામ જગદાનંદસિંહ નહિ પણ કાળાચાંદ-સિંહ છે કેમ ખરૂં કે નહિ?" પોલીસકર્મચારીએ કહ્યું "અને તમને અમે કેદ કરીશું."

"શામાટે? જો તમે કાળાચાંદ તરીકે ઓળખતા હો તો અપરાધ શું છે તે જણાવશો?" ક્રોધથી લાલચોળ બનતા જગદાનંદે પૂછ્યું.

"અપરાધ? અપરાધ લુંટનો—દસ્યુતાનો."

"લુંટનો? હું લુંટારો!" જગદાનંદ હસી પડયો અને પોતાની કન્યા તરફ જોઇ બોલ્યો "ચાલો દીકરી, આપણે એક ગાંડાના હાથમાં સપડાયાં છીએ."

"મહાશય! અમે ગાંડા હોવા છતાંએ આપને કેદ કરીશું."

આ સમયે બન્ને વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ. અજીતકુમારને આ તકરારની જાણ થઇ તે તરતજ નોકા ઉપરથી ઉતરી તકરારવાળા ભાગ પાસે આવ્યો અને બોલ્યો "જગદાનંદ બાબુ! શું તકરાર છે?"

"પોલીસની આવી વર્તણુક જોઇ મારૂં માથું ફરી ગયું છે કહો હું કાળોચાંદ છુ? જુઓ તો મહાશય?" જગદાનંદે ક્રોધથી કહ્યું.

અજીતકુમારે કન્યા તરફ પોતાની દ્રષ્ટિ નાખી. કન્યા આતુર દ્રષ્ટિથી પોતા તરફ જોઇ રહી હતી અને જાણે પોતાનો ઉદ્ધાર કરવા કહેતી નહોય? અજીતકુમારે પોલીસ કર્મચારીને પુછયું "મહાશય! આવા સજ્જન પુરૂષોને શા માટે અટકાયત કરો છો? બાબત શું બની છે?"

"મહાશય, તેઓ લુંટારા છે અને પકડવા હુકમ થયો છે?"

અજીતકુમાર, હા, હા, કરી હસી ઉઠયો અને બોલ્યો "લુંટારા શું આવી સહેલાઇથી હાથ આવે અને જયાં ત્યાં ફરતાં હોય? તેઓ અમારા સાથે આવ્યા છે તો અમને પણ સાથેજ કેદ કરો. અમે તેઓ સાથે લુંટારા ઠર્યા ચાલો"

"અમે તેને બરાબર ઓળખીયે છીએ ત્યારેજ પકડી કેદ કરીએ છીએ, જો આપને પણ પકડવા હુકમ હોત તો આપને પણ પકડી જતે."

"વાહ! ત્યારે લુંટારા સાથે સારા માણસનો સંબન્ધ ખરો કે?"

"વારૂ, ત્યારે આપને થાણુમાં આવતાં શું થાય છે? આપને સવાલ જવાબ કરવા હોય તે ત્યાં કરશો. કદાચ હાલ તમને કેદ નહિ કરીશું તો પણ થાણામાં તો લઇ જઇશુંજ; અને આપને આવવું પડશેજ."

"જરૂર શા માટે નહિ, ચાલો કહો કયાં છે તમારૂં થાણું? જગદાનંદે કહ્યું.

સર્વ થાણા તરફ ગયા પોલીસે જગદાનંદ અને તેની કન્યાને એક ઓરડામાં બેસાડયાં. અજીતકુમાર બોલ્યો "બેસોને શું ભય છે?" પોલીસ તરફ ફરી બોલ્યો "ચાલો કયાં છે તમારો ઉપરી? હું ત્યાં આવું છું." પોલીસની સાથે તે ચલ્યો ગયો.

થોડીવારે અજીતકુમાર તથા પોલીસનો વડો જગદાનન્દના ઓરડામાં દાખલ થયા. અજીતકુમારના મુખમુદ્રા ગુસ્સાથી લાલચોળ બની હતી. તેણે દાખલ થતાંજ કહ્યું "સાહેબ, ત્યારે તપાસો" સાહેબે એક કાગળ તથા પેનસીલ લાવવા હુકમ કર્યો. હુકમાનુસાર એક સિપાઇ તે લેવા ચાલ્યો ગયો. તે જગદાનંદ સામે ટીકી ટીકીને જોવા લાગ્યો.

અને થોડી પળ નિરીક્ષણ કર્યા બાદ તે બોલ્યો "માફ કરજો. મેં તમને નાહક તકલીફ આપી છે, મારી ભુલ થઇ છે. હવે આપ ગમે ત્યાં જઈ શકોછો."

કન્યાના મુખપર છુટકારો થવાથી હાસ્યની રેખા પડી. અજીતકુમાર તરફ આભારદર્શક કટાક્ષ કર્યું. બાપ દીકરી થાણાની બહાર આવ્યાં. જગદાનંદે અજીતકુમારને કહ્યું "પોલીસ, પ્રજાને હેરાન કરવાનુંજ માત્ર જાણે છે."

કન્યાએ અજીતકુમારને સ્મીતસાથે કહ્યું "બાબુ તમો અમારી સાથે નહિ ચાલો? અમારૂં ઘર દુર નથી."

"જરૂર આવીશ, પણ આ સમયે નહિ. હાલ મારે કલકત્તે જવું છે, વળતી વખતે આવીશ." અજીતકુમારે પણ હાસ્ય સહીત પ્રતિઉત્તર આપ્યો.

જગદાનદે આ વખતે અજીતકુમારનો ઉપકાર માન્યો, નમસ્કાર કર્યા અને રજા લીધી. કન્યાએ પણ ફરીથી નમસ્કાર કર્યા. અજીતકુમારે આશીર્વાદ આપ્યો અને બન્નેએ રાજમાર્ગ ગ્રહણ કર્યો. અજીતકુમાર કન્યા તરફ એક નજરે જોઇ રહ્યો, કન્યાએ ફરી પાછળ જોયું. બન્નેની એકવાર નજર મળી, હાસ્ય છુટયું, એક બીજાથી છુટાં પડયાં અને અદ્રષ્ય થઈ ગયાં.

અજીતકુમાર થાણામાં ગયો, પોલીસનો વડો તેની રાહ જોઇ રહ્યો હતો. તે અજીતકુમારને દાખલ થયો જોઇ બોલ્યો "બાબુ એ તમે સારૂં કામ નથી કર્યું. હીરો હાથમાંથી ગુમાવ્યો છે, એ બદમાસ ફરીથી હાથ આવવો મુસ્કેલ છે."

અજીતકુમાર જવાબમાં માત્ર હસ્યો અને "બધું સારૂં પરિણામ આવશે અને આપને ઇનામનો હીસ્સો મળશે." કહી સલામ કરી ચાલતો થયો.

——;o:——



# પ્રકરણ ૫ મું.

## વ્યર્થ ચેષ્ટા.

પવિત્ર ત્રિવેણીના ઘાટથી થોડે દુર એક સ્વચ્છ જગ્યા પર, અજીતકુમાર તથા તેમનો સહોદર ભાઇ ભૂપતિચરણુ એક બીજા સાથે વાતચિત કરતા બેઠા હતા.

ગંગા નદીની સપાટીપર તરતી નૌકા પર સંધ્યા થતાં દીવા થએલા જણુાયા. આખો દીવસ શ્રમ કરી થાકેલા, નૌકાના ખલાસીઓ બહારના ભાગમાં બેસી ગાયન ગાઇ રહ્યા હતા, કોઇ ગાયન સાથે નૌકા માટે દોરી વણી રહ્યા હતા, કોઇ ઠઠ્ઠા, મશ્કરી, તોફાન કરી રહ્યા હતા. આ વખતે તેઓનું અવલોકન કરનારને એવુ તો લખવાની ફરજ પડે કે 'તેના જેવા સુખી દુનીયામાં થોડાજ હશે' કેટલાક માસ બાદ અજીતકુમારને પોતાના ભાઇ ભૂપતિચરણુ સાથે મેળાપ થયો હતો. તેઓ ગામની પ્રવૃત્તિથી કંટાળી સંધ્યા સમયે ગંગા કાંઠે તાજી હવા ખાવા આવ્યા હતા. આ વખતે ધીરે ધીરે આવી સુકુમાર અજીતકુમારથી થોડે દુર ઉપસ્થિત થયો પણુ તે એટલો બધો દુર હતો કે, તેઓની વાતચિત તે સાંભળી શકતો નહતો.

પોત પોતાની વાતચિતમાં અજીતકુમાર હા, હા, હા, કરી હસી ઉઠયો, દુરથી સુકુમારે પણુ તેનું અનુકરણુ કર્યું. આથી અજીતકુમારના વર્તનમાં કે ચ્હેરામાં કશો ફેરફાર થયો નહિ, પણુ ભૂપતિચરણુ ઘણોજ વિસ્મીત થયો. તેણે અજીતકુમારને પુછ્યું "ભાઇ એ કોણુ છે ? ગાંડા-જેવો જણુાય છે નહિ ?

"હશે" કહી અજીતે વાત આગળ ચલાવવા માંડી પણુ ભુપતિ-ચરણુની નજર સુકુમાર તરફ સ્થિર થઇ હતી, તેણે જોયું કે સુકુમાર પોતાનું અનુકરણુ કરે છે અને સાથે મશ્કરી પણુ કરે છે, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે બોલ્યો" ભાઇ ! જુઓ જુઓ, તે આપણી

તરફ કેવી રીતના ચાળા કરે છે? વળી હસે છે. શું તમે તેને ઓળખો છો?"

"ના" અજીતે ટુંકેથીજ પતાવ્યું.

"ત્યારે એ માણસ આટલી બધી જગ્યા છોડી આપણી સામે શા માટે બેઠો? અને વળી ગાંડાની માફક આ ચેનચાળા શા માટે કરે છે?

"આપણી નજદીક તો નથી? ઘણોજ દુર બેઠો છે; ગમે તે હોય અને મરજીમાં આવે તેમ કરે પણ તું તેની તરફ શામાટે જોયા કરે છે?"

"જુઓ, જુઓ, માણસ તો ઘણોજ બદમાસ જણાય છે. કેટલી બદમાસી કરે છે જુઓ."

"તું પણ ગાંડો થયો જણાય છે" અજીતે જરા ગુસ્સાથી કહ્યું.

"નહિ એ નહિં બને, એ શું કહેવાય; આવા બેશરમ માણસો તો મેં ક્યાંય પણ જોયા નથી, આમાં તેનો કંઇ ઉદ્દેશ સમાયલો હોય એમ જણાય છે."

"ગમે તેમ હોય, હમણાં પ્રકાશમાં આવશે" અજીતે હસતે હસતે કહ્યું.

"ભાઇ તને હસવું કેમ આવે છે? શું તને ગુસ્સો નથી લાગતો? જો તારી માફક તે હસ્યો, તારાજ ચાળા કરે છે. ચાલો આપણે દૂર જઇ બેસીયે પછી જોઇએ કે તે શું કરે છે?"

"વળી કરશે તે શું? તે પણ ત્યાં આવશે."

જ્યારે તમે બધું જાણોછો. ત્યારે કેમ કહો છો કે હું ઓળખતો નથી.

"ખરૂં કહું છું કે હું તેને ઓળખતો નથી. પણ એક અનુમાન કીધું."

અજીતકુમાર અને ભૂપતિચરણ જરા દુર જઇ બેઠા. સુકુમાર તેમની પાછળ ગયો અને દુર બેઠો. આથી ભૂપતિ ઘણોજ અજાયબ થયો અને પુછ્યું "આનું કારણ મારે જાણવું જોઇએ." એમ કહી ઉઠ્યો અને બોલ્યો "અજીત! ત્યારે જઇ આવું?" ભૂપતિચરણ, સુકુમાર તરફ ચાલ્યો. સુકુમારે તેને આવતો જોઇ તેની સામે ગયો અને પુછ્યું. "મહાશય! આપનો નિવાસ ક્યાં છે?"

" યમપુરીમાં " ભૂપતીએ ગુસ્સાથી લાલ ચોળ બનતાં રોકડો જવાબ બંધાવ્યો.

" ગમે ત્યાં હો, મારે તમારા નિવાસ સ્થાનની જરૂર નથી. પણ એક પ્રશ્નનો ઉતર આપશો ?"

" કયો પ્રશ્ન ?"

" તમારો સંગાથી મને જોઇ હસે છે શામાટે ? તે જણાવો" સુકુમારે ઉશ્કેરાઇ પુછ્યું.

" તે શામાટે હસે ? પ્રથમતો તું હસે છે ને "

" હું તો પોતાને હસતો હતો; પણ તે મને જોઇને શા માટે હસે ? શું હું ગાંડો છું. ?"

" જી, હા, તમારા ચેનચાળા જોઇ તે હસે છે. અને હું પણ હસું છું."

" તમે ખુશીથી હસો, પણ તે શામાટે હસે !"

ભૂપતિનો પીતો ઉછળ્યો. તેણે કહ્યું " તું ગાંડો છે. તારી ગાંડાઇ જોઇ હસે છે."

" હું ગાંડો ! મને ગાંડો કહેનાર તે કોણ ?" કહી સુકુમાર અજીતકુમાર તરફ જવા તત્પર થયો, ભૂપતિએ તેને અટકાવી પુછ્યું. " ત્યાં શામાટે જાય છે !"

" મને તે ગાંડો કહે ! મારી મશ્કરી કરે ? તેને સ્વાદ ચખાડાશ " સુકુમાર, અજીત તરફ ધસી ગયો, ક્રોધથી થરથરતાં તે બોલ્યો " કેમ મહાશય, મને ગાંડો કહી મારી મશ્કરી કરો છો ?"

" તેં તારે કાને સાંભળ્યું ?' અજીતે હસતે હસતે કહ્યું.

" તુચ્છકાર શબ્દ ન વાપરો, મને તમારા સંગાથીએ કહ્યું."

" જો મારા સાથીએ કહ્યું તો નક્કી મેં તને ગાંડો કહ્યો હશે."

" ગાંડો ! હું ગાંડો !" કહી સુકુમારે એક બે મુકકી જોરથી અજીતને મારી લીધી. ભૂપતિથી આ જોઇ શકાયું નહિ. તેણે સુકુમારને જમીનમાં પટકી ત્રણ ચાર લાતો ખેંચી કાઢી અને વધારે મારવા જતો હતો, પણ અજીતે તેને અટકાવ્યો અને સ્મીત કરી બોલ્યો.

" ભાઇ ! એને મારશો નહિ, કશું કરશો નહિ. તે બિચારો ગાંડો થયો જણાય છે."

" ફરી એજ વાત ! હું મરીશ પણ તને મારીશ. સુકુમાર તેના અંગપર ધસ્યો અને એક બે લાત ચોડી કાઢી. અજીત માત્ર હસતોજ હતો. બીલકુલ ગુસ્સે થયો નહિ. ભૂપતિ તો આભોજ બની ગયો અને અજીતના મુખતરફ એકી નજરે જોઇ રહ્યો."

સુકુમાર કોપથી કાંપતો કાંપતો બોલ્યો " છી ! તું આવો નામરદ ! પ્રથમથીજ તને નામરદ ધાર્યો હત, તો હું પ્રહાર કરી બદનામ થતેજ નહિ "

" મરદને ક્રોધ હોય નહિ, ખરે વખતે મરદનો ક્રોધ દીપી નીકળે છે. પણ જા તારી ઇચ્છા પુર્ણ થશે."

સુકુમાર ગાળોના આર્શીર્વાદ આપતો ચાલ્યો ગયો.

" ભાઇ! આજ તેં આશ્ચર્યના દરિયામાં મને ફેંકયો છે. હવે બહાર કાઢી સમજાવતો ખરો કે, આ બધાનું ખરૂં કારણ શું ? અને આ બધો શો વ્યાપાર છે. ?"

" ખરૂં કારણ તો એ છે કે, પેલા માણસને મારી સાથે યુદ્ધ કરવું છે તેથી કોઇ પણ કારણ આપી લાગ ખોળવો છે. મને ઘાયલ કરી મારૂં ખુન કરવાની તેની છેવટની ઇચ્છા છે."

" તારૂં ખુન ! પછી શું ?" ભૂપતિ ચીત્કાર પાડી બોલ્યો. " ભાઇ જલદી સમજાવ."

" આકળો ન થા, ઘણું હજુ કહેવાનું બાકી છે. પણ. તે બધું પાછળથી તને જણાવીશ, ધીરજ ધર," અજીતે સમજાવી સ્મીત સાથે ઉત્તર આપ્યો.

રાત્રી ઘણી થઇ જવાથી બન્ને જણા પોતાના ઘર તરફ જવા ઉઠયા અને થોડીવારમાં અંધારામાં મળી ગયા.

---

# પ્રકરણ ૬ ઠું.

## સન્દેહ.

અજીતકુમાર ક્રોધે ભરાયો નહિં જેનાથી કરી વિવાદ ઉપસ્થિત થયો નહિ અને સુકુમારનો ઉદ્દેશ સિદ્ધ થયો નહિં. કોઇ પણ પ્રકારે વિવાદ ઉત્પન્ન કરી અજીતકુમારને પોતાનો શત્રુ બનાવવો એ સુકુમારનો મુખ્ય ઉદ્દેશ હતો. પણ ચતુર અજીતકુમાર પાસે સુકુમારની યુક્તિ અફળ ગઇ—વ્યર્થ ગઇ. સુકુમારને હજુ એક તક આપવા અજીતકુમારે કહ્યું હતું તથી પોતાની આશા સફળ થશે એમ તે ધારતો હતો.

વિચારમાળાના મણુકા એક પછી એક ફરતા ગયા, સાથે ગંગાઘાટ પણ પસાર થઇ ગયો અને પ્રેતવનમાંના રસ્તા પર અગ્રેસર થયો. સુકુમારે સ્નેહલતા પાસે એક વખત મળી આવવા ઇચ્છા કરી હતી.

પ્રેતવનના બીહામણા રસ્તાપર નિઃશંક હૃદયે સુકુમાર ચાલ્યો જતો હતો, તેના મનમાં વિચારોની ઉથલપાથલ જબરી થતી હતી. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો ' રમણીરત્ન વારતે હું નરહત્યા કરવા તૈયાર થયો છું. કાળાચાંદ પાસથી મે. અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. લુંટારા લોકો સાથે ભ્રમણ પણ કર્યું છે. પરંતુ આવું અઘોર પાપ કરવા કયારે પણ ઇચ્છા થઇ નથી. આજે મહાપાપ કરવાનો સંકલ્પ કર્યો છે. હર ! હર ! સ્નેહલતા તું કયાં હતી ? અનેક દિવસ મેં તારી ખબર સુદ્ધાં લીધી નહતી. તારૂં ભલું કરવા મેં કોઇ દિવસ વિચાર પણ નહતો કર્યો તોપણ દૈવ જાણે તે દિવસે તારી સાથે મેળાપ કયાંથી થયો ? કયાંથી તું મને પ્રેતવનમાં લઇ ગઇ ? અને શા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી લગ્ન કરવાની આશાએ મને ફસાવ્યો ? કોણ જાણતું હતુ ! દૈવની વિચિત્ર ગતિ છે. અરે પણ હું પ્રતિજ્ઞ શા માટે થયો ? ( જરાવાર રહીને ) હશે ! બનવાનું હતું તે બન્યું. અજીતકુમારનું મૃત્યુ જો મારા હાથથી થવાનું લખાયું હશે તો તે ત્રણ કાળે પણ ફોક નહિ થાય અને કોઇ પ્રકારે અટકશે નહિ તથા અટકાવવા મારી શકિત પણ નથી. અરેરે દૈવ ? સુકુમારે દીર્ઘ

નિઃશ્વાસ નાંખ્યો, વિચારમાળા તુટી, હવે તેને ભાન આવ્યું. તેણે જોયું તો રાત્રી ઘણી વ્યતીત થઇ ગઇ છે. આસપાસ અંધકાર સિવાય કશું દેખાતું નથી. પ્રેતવન તરફ હવે તેણે જોરથી ચાલવા માંડયું.

દસ્યુગૃહના બ્હારના ભાગમાં સુકુમારે જોયું કે બહારના દરવાજા નાં દ્વાર અંદરથી બંધ છે તેથી દ્વાર હાથથી હડસેલ્યાં. એક વખત, બે વખત, એમ ત્રણ ચાર વખત હડસેલ્યાં પણ વ્યર્થ. સ્નેહલતા તરફથી કશો ઉત્તર મલ્યો નહિ. કેટલોક સમય શાન્ત રહ્યા પછી ફરીથી જોરથી દ્વાર અફાળ્યું પણ રાત્રીની ભયંકર શાન્તિમાં તેના પડઘા સિવાય કશું સંભળાયું નહિ. દરવાજાના કાણામાંથી જોયું પણ અંદર કશું દેખાયું નહિ.

ફરી એક વખત દ્વાર જોરથી ખખડાવ્યાં પણ અફસોસ ! નિરાશા સિવાય કશું મળ્યું નહિ. અંતે સ્નેહલતાને બુમ મારી બોલાવવા વિચાર કર્યો પણ બુમનો સ્વર બહાર જંગલમાં સંભળાય તો અનિષ્ટ પરિણામ આવે, એવા ભયથી તે તેમ કરી શકયો નહિ. આખરે તે નિરૂપાય થયો, સ્નેહલતાના નામનો પોકાર પણ કર્યો પણ કશો ઉત્તર મળ્યો નહિ.

હવે સુકુમાર પાસેના ઝાડ ઉપર ચડયો. વૃક્ષની શાખા ઉપર થઇને દીવાલ પર ચડી ગયો અને અંદર કુદકો મારી પડયો. ગૃહની અંદર ચારે તરફ અંધકાર સિવાય કશું દેખાયું નહિં. એક એક કરી દરેક ઓરડા તપાસવા લાગ્યો, પરંતુ અફસોસ ! તે દરેક ઓરડા ખુલ્લા પડયા હતા. અંદર પ્રવેશ કર્યો પણ અંધારામાં કશું જોઇ શકયો નહિ. સ્નેહલતા કયા ઓરડામાં હશે તે તે નકકી કરી શકયો નહિ.

જે ઓરડામાં તે દિવસે સુકુમારે તથા સ્નેહલતાએ વાતો કરી હતી, તે ઓરડામાં સુકુમારે હાથ પસારી જોયું તો એક ટેબલ પડયું છે એમ માલમ પડયું, પણ તેના ઉપર આગળ મુજબ રૂપાનાં પાત્રો ન હતાં. દીવાલપર હાથ ફેરવ્યા તો અરીસા—આયના ગુમ થયા જણાયા. દીવાની ગેરહાજરીથી સુકુમાર ખરી બીના જાણી શકયો નહિ. તેના મનમાં એક મ્હોટો સંદેહ ઉત્પન્ન થયો. અંતે વિચારો કરી કરી થાકયા પછી નકકી કર્યું કે પ્રાતઃકાળે વ્હેલા આવી ખરી બીનાથી વાકેફ થવું.

અનેક ચીંતાઓથી બંધાયલો-ઘેરાયલો સુકુમાર ગૃહ બહાર થવાના દરવાજાની પાસે આવ્યો. દ્વાર ખોલવા સમયે જોયું તો એક કાગળ ચોડેલો જણાયો. સુકુમારે તે કાગળ ઉખેડી લીધો અને બીજે રસ્તેથી નિઃશબ્દે બહાર નીકળી ગયો.

પોતાને ઘેર જઇ પ્રથમ સુકુમારે દીવો કર્યો પછી તે કાગળ દીવા પાસે ધરી વાંચવા લાગ્યો. અંદર કેટલીક બાબતો પોતાના વાસ્તેજ સ્નેહલતાએ લખી હતી. લીખિત વિષયો વાંચી જોતાં જણાયું કે સ્નેહલતાને પ્રેતવન છોડવાનું કંઇ કારણ મળ્યું હતું અને બે ત્રણ રોજમાં પાછું ફરવાનું પણ જણાવ્યું હતું.

પત્રમાં સુકુમારને તેણે લીધેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવવામાં આવ્યું હતું. વળી લખવામાં આવ્યું હતું કે જ્યાં સુધી અજીતકુમાર આ દુનિયામાં જીવતો છે, ત્યાં સુધી પોતે સુખથી કયાંઇ પણ રહી શકશે નહિ. વાસ્તે તેનો જલદી ઘાત કરવો.

પત્ર વાંચ્યાબાદ સુકુમાર વિચાર કરવા લાગ્યો. 'સ્નેહલતા પોતાથી દગો તો રમતી નહિં હોય? પણ આમ એકાએક નાશી જવાનું કારણ! હશે! પણ તેણી મને ત્યજી ગઇ તો નહિં હોય?" આવી જાતના વિચારો સાથે તેને એક સંદેહ પડયો જે સંદેહપર વિચાર કરવા ખુરશીપર આંખ મીચી બેસી ગયો.

---

# પ્રકરણ ૭ મું.

## છલના.

સુકુમારે આખી રાત્રિ નીંદ્રા વિના પસાર કરી પ્રાતઃકાળ થાય તે પહેલાંજ સુકુમારે શય્યા ત્યાગ કરી, અને રાત્રિએ કરેલા નિશ્ચય મુજબ ફરીથી એક વખત પ્રેતવન તરફ ચાલ્યો. આ વખતે પોતાની સાથે એક ફાનસ રાખ્યું હતું.

પ્રેતવનમાં આવેલ સ્નેહલતાના ઘરમાંથી કોઇ વ્યક્તિને બાહેર જતાં સુકુમારે જોઇ. અંધકારમાં તે વ્યક્તિને ઓળખી શકયો નહિ પરંતુ તેના પશ્ચાદ અનુસરણ કર્યું.

સુકુમારે જોયું કે તે વ્યક્તિ સ્નેહલતા જ છે. તેણે એક "સ્નેહલતા" નામથી જોરથી બુમ મારી, પરંતુ અફસોસ ! કશો પણ પ્રતિઉત્તર મળ્યો નહિ અને જોત જોતામાં તે વ્યક્તિ અદૃશ્ય થઇ ગઇ. સુકુમારે તેની પાછળ ઘણી જ શોધ કરી, પરંતુ કશો પણ પત્તો મળી શકયો નહિ. સુકુમારનો સંદેહ આથી વૃદ્ધી પામ્યો.

રાત્રીના વખતે સ્નેહલતા તે પ્રેત ઘરમાં હતી કે નહિ તેની તપાસ કરવાને તે પ્રેતવન તરફ ચાલ્યો અને ઘર આગળ આવી ઉભો રહ્યો. ત્યાં જોયું તો ગઇ કાલ મુજબ જ વ્યવસ્થા હતી. રાત્રે કોઇ પણ વ્યક્તિ તે ઘરમાં રહી હોય એવું એક પણ નીશાન તેને જણાયું નહિ. સ્નેહલતા પોતાને જોઇને શા માટે છુપાઇ ગઈ? એ વિચારે તેને ચકડોળે ચડાવ્યો. બેભાન અવસ્થામાં તેણે ઘરતરફ પ્રયાણ કર્યું. અને સુર્યોદયની પહેલાં ઘેર આગળ આવી લાગ્યો.

પ્રાતઃકાળ થતાંજ મળમુત્રનો ત્યાગ કરી સ્નાન કર્યું, પરંતુ આજ તેને ચેન પડતું ન હતું. ચિન્તાઓથી તેનું મગજ અવ્યવસ્થિત હતું, અજીતકુમાર વિષેના વિચારોએ તેને બીલકુલ ચક્રમ બનાવી દીધો. અજીતકુમારસાથે કેવી રીતે મુલાકાત થઇ, પહેલો ઘા તેની ઉપર પોતે કરવા છતાં તે કેવો પ્રથમની માફક શાન્ત રહ્યો ! અરે ! ત્યારે તે કેવા મિજાજનો માણસ ? સ્નેહલતા પોતાની સાથે દગો રમી, વનમાં સાક્ષાત હોવા છતાં તેણી છુપાઇ ગઇ, એ બધાંનો અર્થ શું ? આવા વિચારોથી તેણે તે દિવસ પસાર કર્યો.

સંધ્યા સમયે સુકુમારનું માથું ફર્યું અને ફરી એકવાર સ્નેહલતાના ઘરની મુલાકાત લેવા વિચાર કર્યો. તેણે ગંગા તરફ પ્રયાણ કર્યું. આ વખતે રાત્રી પડવા આવી હતી, સુર્યનારાયણ અસ્તાચળમાં ચાલ્યા ગયા હતા, રાત્રી એક પ્રહર વ્યતીત થઇ ગઇ હતી. એવે સમયે સુકુમાર એકલો પ્રેતવન તરફ એક અંધાની માફક બેફામ સ્થિતિમાં જોરથી ચાલ્યો જતો હતો. પરંતુ થોડે દુર જતાં તે વિચાર નિદ્રામાંથી જાગૃત થયો, વિચાર ફર્યો અને બોલ્યો "છટ્. શું ફરી તે પિશાચીનિની જા-

ળમાં ફસાઉં ! નહિ. તે પાછો ઘર તરફ ફર્યો અને અર્ધ રાત્રી સમયે ઘેર આવી પહોંચ્યો.

ઘરમાં આજે તેનું મન ઠરતું નહોતું તેથી પાછો ઉઠયો અને ગંગા કાંઠે જઇ ફરવાનું ધાર્યું. આ વખતે રાત્રીનો એક વાગ્યો હતો "નહિ, જવું તો ત્યાં જ, તે મને શું કરશે ? શું હું નપુંશક છું ?" આવી રીતે બોલતાં તેના વિચારો બદલાયા અને રાજરસ્તો બદલી ત્રિવેણીની પાછળનો ઉજ્જડ રસ્તો જે પ્રેતવન તરફ જતો હતો તે ગ્રહણ કર્યો અને પુરજોશથી ચાલવા લાગ્યો. થોડે દુર જતાં જોયું કે આગળ એક ઘોડાગાડી દોડી જાય છે અને તેમાંથી અવાજ આવે છે કે "અરે મને બચાવો, મને દયા કરી છોડો, હું તમોને પગે પડું છું, મને છોડી દો."

સુકુમારનું ધ્યાન તે તરફ ગયું અને તેણે જાણ્યું કે કોઇ સ્ત્રીનું હરણ કરી જાય છે માટે તેને બચાવવી જોઇએ. તેથી તે તેની પાછળ દોડયો અને "ધીરજ ધર ધીરજ ધર" કહી પુરજોશથી દોડવા લાગ્યો. સુકુમાર હજુ પંદરવીસ હાથ દુર હતો ત્યાંથી જોયું કે ગાડીવાળાએ ગાડી ઉભી રાખી અને તેમાંથી એક યુવતિને ઉતારી તે ગાડી દોડાવી ગયો. સુકુમાર દોડતો હાંફતો તે યુવતિ પાસે આવી પહોંચ્યો, યુવતિએ તેને પાસે આવેલો જાણી એક મોટો ઘુમટો તાણ્યો.

સુકુમાર ઘણોજ સાહસી તેમજ બળવાન પુરૂષ હતો. એક રમણી ના પ્રેમની ખાતર નરહત્યા કરવાનું માથે લીધું હતું, સ્નેહલતાના રૂપે તથા લાવણ્યે તેને ઘેલો બનાવ્યો હતો, પ્રેમની જ ખાતર સુકુમારે પીશાચિ કામ કરવા પ્રતિજ્ઞા લીધી હતી એમ કહેવામાં કંઇ ખોટું નથી.

યુવતિને ઉતારી ગાડી ચાલી ગયેલી જોઇ સુકુમારનો ક્રોધ વધ્યો. ગાડીવાનને શિક્ષા આપવાનો વિચાર થયો પરંતુ આવા ભયાનક જંગલમાં આ યુવતિને નાંખીને કયાં જવું ? એવો વિચાર આવ્યાથી ગાડી પાછળ જવાનું માંડી વાળ્યું અને નિરૂપાય થઇ યુવતીને પુછયુંઃ—

"તમે કોઇ પણ જાતનો ભય રાખશો નહિ. મને તમારો ભાઇ કરી જાણજો. એ તમને લઇ જનાર કોણ હતો ?"

રમણી નિરૂત્તર રહી.

"તમે તમારા દુઃખની વાત ન કહો તો કશી ફીકર નહિં, પરંતુ

હવેતમારે ક્યાં જવું છે તે કહો, એટલે તમને ત્યાં જઇ મુકી આવું"

રમણીએ ઘુમટામાંથી મુખ બ્હાર કહાડયું અને તે સ્મિતવદને બોલી.

"તમે જ્યારે મારી રક્ષા કરી છે, ત્યારે મારે તમારી શરમ રાખવી જોઇએ નહિ. હું એક શ્રીમંતની પુત્રી છું, હાલ હું એટલુંજ કહી શકીશ, બાકીનું તમે પાછળથી જાણવા પામશો."

સુકુમારે જોયું કે યુવતિ અતિ સુંદર છે અને સુંદરીના હાવભાવથી જાણ્યું કે તેને તેના ઉપર વિશ્વાસ આવતો નથી; તેથી તે બોલ્યો. "આવી ભયંકર રાત્રીએ આવા જંગલમાં એકલાં રહેવું ઉચિત નથી. તમે મારા ઉપર વિશ્વાસ ધરજો. બોલો ! આપને ક્યાં જવાનું છે ?"

યુવતિએ પોતાના ઘરનું ઠેકાણું કહ્યું એટલામાં અકસ્માત એવો થયો કે એક ગાડી ત્યાંથી પસાર થતી જોઇ યુવતિએ તેમાં બેસીને જવા સંમતિ દર્શાવી. પ્રેમઘેલા સુકુમારે કબુલ કર્યું, પ્રેમ અજબ ચીજ છે, ગમે તેવા ચાલાક—હુંશિયારને પણ એકવાર ફસાવવાને એક લાવણ્યમયી, યુવતિનો કૃત્રિમ પ્રેમ બસ છે, પરંતુ સુકુમાર જેવા ભોળા હૃદયના મુર્ખાઓ તો બહુજ થોડા હશે.

ગાડી રાજરસ્તા ઉપર આવી પહોંચી અને એક આડ રસ્તે તે ચાલવા લાગી દસ મીનીટ બાદ એક ભવ્ય મકાન પાસે ગાડીને થોભવા યુવતિએ ફરમાવ્યું, હુકુમાનુસાર ગાડી ઉભી રહી, બન્ને જણ ગાડીમાંથી ઉતર્યા અને ગાડીવાળાને તેનું ભાડું ચુકવી દેવામાં આવ્યું. રમણીએ ઘરની અંદર પ્રવેશ કર્યો અને સાથે સુકુમારને અંદર આવવા વિનતી કરી કહ્યું "આપ મારા પ્રાણ રક્ષક છો, એકવાર મારા ઘરને આપનાં પવિત્ર પગલાંથી પાવન કરો. આપને જોઇને મારા ઘરનાં દરેક માણસો ઘણાંજ રાજી થશે."

સુકુમારે તે યુવતિની વિનતીને માન આપ્યું અને અંદર દાખલ થયો. ઘરની ભવ્યતા જોતાં જોતાં તે અજાયબ થયો અને મનમાં બોલ્યો "આ તે કેવી વાત ! રાત્રીના વખતે આવા ધનાઢય પુરૂષની સ્ત્રી પર આટલું દુઃખ ! આમાં નક્કી કંઇ ભેદ છે. શું ઘરનાં માણસો આ વાત જાણતાં હશે ?" આમ વિચારી તેણે પાછા ફરવાનું શરૂ કર્યું પરંતુ રમણીએ તેજ પળે તેનો હાથ પકડી કટાક્ષ કરતાં અંદર

ખેંચ્યો. બસ થયું, સુકુમાર પાણી પાણી થઇ ગયો અને રમણીની પછવાડે દોરાયો.

રમણી તેને પાછળના ઘરમાં લઇ ગઇ. સુકુમાર ઘરની શોભા જોઇ મુગ્ધ બન્યો. સુકુમારને એક સુશોભિત ઓરડામાં બેસાડયો, જે ઓરડો હાંડી ઝુમરથી ઝુકી રહ્યો હતો. આ બધો ઠાઠ જોઈ તેણે યુવતિને કહ્યું. " આ બધું શું ? તમારા સિવાય બીજું કેમ કોઇ નજરે પડતું નથી ? "

" બધા સુઈ ગયા છે. એ તો બધું થઈ રહેશે. પરંતુ શું તમો આ તરફ કોઇ વખત આવ્યા નથી ? "

" ના. કોઇ દિવસ નહિ જ. "

" આપને આજ ઘણુંજ કષ્ટ પડયું છે. આપ આ કોચપર વિશ્રામ લ્યો. હું થોડો વખત રહી આવું છું. " યુવતિ આટલુ બોલી ચાલી ગઇ. સુકુમાર ઉપકાર માનવા જતો હતો પણ તે અગાઉ યુવતિ તો અદ્દશ્ય થઇ હતી. સુકુમારે એક મખમલ જડીત કોચપર પોતાની જગ્યા લીધી.

એક કલાક બે કલાક, એમ કેટલોક સમય વ્યતીત થઇ ગયો પણ હજુ કોઇ દેખાયું નહિ આથી સુકુમાર વ્યગ્ર થઇ ગયો અને તેના મનમાં એક સંદેહ ઉત્પન્ન થયો—મારી સાથે તે દગો તો નહિ રમતી હોય ! ઠગાઇ તો નહિ કરતી હોય ! ! આખરે સુકુમારે અહિંથી નાશી જવા ધાર્યું, તે ઉઠયો, બહાર જવાના દરવાજા પાસે આવ્યો પણ દરવાજો બંધ હતો. દરવાજો કયારે બંધ થયો હતો તે પ્રેમઘેલા સુકુમારના જાણવામાં આવ્યું નહિ. હવે સુકુમાર સ્પષ્ટ જાણી શકયો કે આજે પોતાની સાથે કોઇ સારી રીતે દગો રમેલ છે—શયતાની કીધી છે.

અજીતકુમારના ખુન કરવાના હેતુથી સુકુમાર હમેશાં પોતાની સાથે એક પીસ્તોલ તથા છરો રાખતો હતો. આથી પોતાને ધૈર્ય આવ્યું. કટાકટીના સમયમાં તે બન્ને હથિયારો ઠીક કામે લાગશે એમ ધારી તે પોતાની આત્મરક્ષા કરવા તૈયાર થયો અને બન્ને હથિયાર સજ્જ કરવાના હેતુથી બહાર કહાડવા કમરમાં તેણે હાથ નાખ્યો, પણ અફસોસ ! તેણે અજાયબી વચ્ચે જોયું તો બન્ને હથિયારો કમરમાંથી ગેબ થયેલાં હતાં. હવે તેના ભયનો પાર રહયો નહિ. રમણીએ કયારે તેના

હથિયાર કહાડયાં તે પણ યાદ આવ્યું નહિં. ગરીબ બીચારો સુકુમાર કયાં જાણતો હતો કે યુવતિને માડીમાં ચઢાવતી વખતેજ તેણીએ તે ખેંચી કહાડયાં હતાં. પ્રેમની ધુનમાં સુકુમાર તે વખતે એક અંધ બરાબર હતો. હવે બધો વ્યાપાર ધીરે ધીરે સુકુમારના સમજવામાં આવ્યો. પોતે પોતાનું મ્હોત પોતાની સન્મુખ ઉભેલું જોવા લાગ્યો અને એક હાય મારી કોચ પર લાંબો થઇ પડયો.

———:o:———

# પ્રકરણ ૮ મું.

## હું અજીતકુમાર.

સુકુમાર કેટલોક વખત આવી રીતે અચેતન અવસ્થામાં પડી રહ્યો. ક્ષણુકાળ પછી કોઇનો કંઠધ્વનિ કર્ણુગોચર થયો—“ કેમ સુકુમાર ?”

સુકુમાર સફાળો ઉઠયો અને બોલી ઉઠયો “ કોણ અજીતકુમાર ! આ સ્વપ્ન છે કે શું ? ”

“ નહિ, નહિ. સુકુમાર ! સ્વપ્ન નથી. તમે નાસી જવાની ચેષ્ટા શામાટે કરી હતી ? ” અજીતકુમારે સુકુમારના દીલને ધીરજ આપતાં કહ્યું.

સુકુમાર, બળવાન તેમજ સાહસિક પુરૂષ હતો. વિપદના સમયમાં મુઢતા પ્રકાશ કરવાનો સ્વભાવ નહતો. અજીતકુમારનો પ્રશ્ન સાંભળી મોટા અવાજે કહ્યું. “ ત્યારે તું એ ઠગાઇનો નાયક જણાય છે. ”

“ શી ઠગાઇ તમારાથી મેં કરી, સુકુમાર ? ”

“ શી ઠગાઇ ? વાહ ! આ ઠગાઇ નહિ તો બીજું શું કહેવાય ? તમે ધાર્યું કે સુકુમાર સ્ત્રી જાત પર થતો અત્યાચાર સહન કરી શકશે નહિ અને એ ઉપાયથી તેને ફસાવી શકાશે. કેવળ મને—”

“ હવે કેવળ તમને બચાવવા વાસ્તેજ પકડવામાં આવ્યા છે. ” અજીતકુમારે શાન્ત મુખમુદ્રાથી જણાવ્યું.

"લુચ્ચા ! એમ તું કોને સમજાવે છે ? કહે કે હત્યા કરવા માટેજ મને સપડાવવામાં આવ્યો છે."

"સુકુમાર તમે ભુલો છો. આ કાર્ય માત્ર તમારા પ્રાણુની રક્ષા કરવાને માટેજ કરવામાં આવ્યું છે."

"ત્યારે મને હથિયાર વિનાનો બનાવવાનું કારણુ ?"

"કારણુ ? કારણુ એ કે જો તમારી પાસેથી હથિયાર ન લઇ લેત તો તમારા પ્રાણુની રક્ષા કરવી મુશ્કેલ હતી."

"હવેથી કૃપા કરી પ્રાણુની રક્ષા કરવી એ શબ્દો ન બોલશો. પ્રાણુની રક્ષા કરવાનો રસ્તો તો તમે ક્યારનોય બંધ કરી આપ્યો છે." ક્રોધથી લાલ બનતાં સુકુમારે કહ્યું.

"અફસોસ સુકુમાર, હજુ તમે સમજી શકતા નથી. તમે જ્યારે ક્રોધમાં હો છો ત્યાર તમને જ્ઞાન રહેતું નથી તે હું બરાબર જાણું છું. ક્રોધના સમયમાં જો તમારી પાસે હથિયાર હોય તો તમે મારીપર તેનો ઉપયોગ કરો અને તેને લઇને મારે તમારો નાશ કરવાની ફરજ પડે; એટલા માટેજ તમને અશસ્ત્ર બનાવ્યા છે. માત્ર તમારી રક્ષા કરવાનોજ મારો ઉદ્દેશ છે."

"આપણે પરસ્પર શત્રુ છીએ તેથી તમારી વાત ઉપર વિશ્વાસ થાય નહિ."

"હું તમારો શત્રુ નથી પણ તમારો મિત્ર છું."

"ગમે તેમ હો ! આ વખતે હું તમારા હાથમાં છું. જો ખુન કરવું હોય તો ખુન કરો."

"ઉતાવળા ન થાઓ, મને એક પ્રશ્ન પુછવા દો. પ્રથમ આપણે એક બીજાને ઓળખતા ન હતા. ગઇ કાલે તમે મને ગંગા ઘાટે અપમાનિત કર્યો છે અને એ સમયનો જે કંઇ પરિચય થયો તેજ મારો અને તમારો સંબંધ. તે સિવાય બીજો અન્ય કોઈ સંબંધ છે ?"

"હું કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપવા રાજી નથી. બસ હવે મારૂં ખુન કરો." સુકુમારે મીજાજ ખોતાં કહ્યું.

"ધીરા પડો, પ્રતિઉત્તર ન આપો તો કંઇ નહિં. તમે મારૂં ખુન કરવા માટે સુયોગ શોધતા હતા અને તેટલા માટેજ મને તમારો શત્રુ

બનાવવા અને નવો ટંટો ઉઠાવવા ગંગાધારે મારા ઉપર તમે પ્રહાર કર્યો હતો. સુકુમાર ! હું બધું જાણું છું પણ કૃપા કરીને ગુપ્તભાવે મારું ખુન કરશો નહિં."

"શું કહ્યું ?" સુકુમારે અજાયબ થતાં પુછ્યું.

"હું સત્ય કહું છું, તમે અત્રે પણ બળ પરિક્ષા કરી શકો છો. કરી શકો એટલુંજ નહિં પણ તમારે કરવી પડશે. બોલો તમને કયું અસ્ત્ર પસંદ છે ?"

"ક્યાં પરિક્ષા થશે ? અહિંજ ? અહિં તો હું નિશ્ચય પરાજીત થઇશ અને મારું ખુન થશે."

"નહિ, એ બાબતમાં નિશ્ચિંત રહેશો. સુકુમાર ! તમે એ સ્ત્રીના સૌંદર્ય અને ઐશ્વર્યમાં તમારું જ્ઞાન ગુમાવ્યું છે. અફસોસ !."

સુકુમાર એકવાર વિસ્મિતભાવે ફાટેલ ડોળે અજીતકુમાર સામે જોઇ રહ્યો. સ્નેહલતા સંબંધી બધી વાત અજીતકુમાર જાણે છે અને સ્નેહલતાએ પોતાનું સર્વસ્વ અર્પણ કરવા કહ્યું હતું તે પણ અજીતે સાંભળ્યું છે. આ વિચારથી તે ચમક્યો. તે ચાલાકી કરી બોલ્યો "જો તમે મારા શુભેચ્છક હો, તો, મને બહાર જવા માટે દરવાજો ખોલી આપો."

"ખોલી આપીશું. પણ હજુ એક બાબતનો ખુલાસો કરવાનો છે. તમે મારા ઉપર પ્રહાર કર્યો છે. મને અપમાનિત કર્યો છે ખરું કે ?"

"તદ્દન ખરું છે. તેથી તમે શું કહેવા માગો છો ?"

"કોઇ પણ પ્રકારે વિચાર કરી બળ પરિક્ષકને બહાને મારું ખુન કરવા તમારો વિચાર નહતો ?" અજીતકુમારે શાન્તભાવથી પુછ્યું.

"હતો."

"ત્યારે ચાલો બળ પરિક્ષા કરો.

"તમે ઠગાઇ કરી મને અહિં લાવ્યા અને વળી શાહુકારીની વાત કરો છો. પછી મને વિશ્વાસ કેમ આવે ?"

"નહિ, ડરો નહિ. તમારી સાથે હવે કોઇ પણ જાતની ઠગાઇ કરવામાં નહિ આવે."

"હું બળ પરિક્ષા કરવા માગતો નથી."

" કરવીજ પડશે. તમે મારૂં અપમાન કર્યું છે, મારા ઉપર પ્રહાર કર્યા છે તેનું વેર તો હું જરૂર લઇશ.

" જો વેર લેવુંજ હોય તો પાછા ગંગાતીરે ચાલો, તમારા ઘરમાં કેદી બની હું બળ પરિક્ષા કરવા માગતો નથી."

" જે નરઘાતક હોય તે આવી નામરદાઇ ન બતાવે, સમજ્યા ? બધું જાઓ જહાનમમાં, પણ યાદ રાખો કે, સુકુમાર ! તમે કદી પણ સ્નેહલતા સાથે લગ્ન કરી શકવાનાજ નથી." આંખ લાલ કરતાં અજીતકુમારે કહ્યું.

અજીતકુમારે બે તરવારો બહાર કહાડી અને સુકુમારની સામે રાખી કહ્યું.

" તમે મારૂં અપમાન કર્યું છે અને તેના વેરના બદલામાં આપણે અરસપરસ ધર્મયુદ્ધ કરીશું. તેમાં તમારો પ્રાણ જશે અથવા તો મારો પ્રાણ જશે. ઉભયમાંથી એકનો નાશ થશે. આ મશ્કરી સમજતા નહિ, ખરી વાત જાણજો. આ ઘરમાં બીજું કોઇ નથી. વાસ્તે તરવાર ગ્રહણ કરો."

" ત્યારે તમારી ઇચ્છા પુર્ણ થાઓ."

સુકુમારે એક તરવાર પોતાના હાથમાં લીધી. ઉભય લડવા તૈયાર થઇ ગયા. સુકુમારે કહ્યું. " એક જણને મરવું પડશે જ. મારી તમને એક અરજ છે. અહિં લખવાનાં સાધન હાજર છે ?"

" હા " કહી અજીતકુમારે બધાં સાધનો બહાર કહાડી આપ્યાં. સુકુમારે એક લખત તૈયાર કર્યું. અને એક કાગળ લખ્યો અને ઠેકાણું લખ્યું. લખાયેલ પત્ર બંધ કરતાં તે બોલ્યો " મારી અરજ એટલી છે કે મારા મૃત્યુની અગાઉ કૃપા કરી આ કાગળ તેના ઠેકાણા પ્રમાણે પહોંચાડી આપો."

" તમારૂં જ મૃત્યુ થશે, એવું કંઇ નક્કી નથી. તમે તો સરદાર કાળાચાંદના શિષ્ય છો. અને—"

સુકુમારે તેને વચ્ચે બોલતો અટકાવી કહ્યું " બસ કરો " એક મ્હોટો નિસાસો નાખ્યો અને ફીકો પડી ગયો. તેની આ અવસ્થા જોઇ અજીતકુમારે કહ્યું " મારી વાત સાંભળી તમે અજાયબ થયા છો ? હું સારી રીતે જાણું છું કે ઘણા કાળ પહેલાં તમે સરદાર કાળાચાંદના શિષ્ય હતા

તમે લુંટના ધધાને ધિક્કારતા હોઇ એનો સંગ ત્યાગ કર્યો હતો તે પણ હું જાણું છું. મારી બાબતમાં તમે આટલા આશ્ચર્ય થાઓ નહિં. હું શું કહેવા જતો હતો? અરે, હા તમે કાળાચાંદ સરદારના શિષ્ય અસ્ત્ર શસ્ત્રની વિદ્યામાં પુરા ચતુર ચાલાક તો પછી તમે મારૂં ખુન નહિં કરી શકો એમ તમે અગાઉથી કેમ જાણ્યું.?"

"જે ઠગાઇની જાળ તમે પાથરી છે તે જોઇને મેં ખરૂ માની લીધું છે કે આજ મારૂં મૃત્યુ છે. કદાચ મારો અસ્ત્રવિદ્યામાં વિજય થાય તો પણ તમારો કોઇ નોકર આવી મને મારી નાંખે તો પછી મારૂં મ્હોત તો બન્ને બાજુએથી છે."

"શું તમને એવો સંદેહ છે? હું સોગન ખાઇ કહું છું કે આપણા બે સિવાય ત્રીજું કોઇ પણ આ ઘરમાં નથી. આજની શાંત રાત્રીએ આ ઓરડાની બહાર પાછળના મોટા ચોકના મધ્યમાં ધર્મ-યુદ્ધ કરીશું. હું નરઘાતક નથી. જે થાય તે ખરૂં. પણ તમારો પત્ર હું જીવતો રહીશ તો જરૂર ઠેકાણાસર પહોંચતો કરીશ. અસ્ત્ર ધારણ કરો અને યુદ્ધમાટે તૈયાર થાઓ."

સુકુમારે તરવાર ગ્રહણ કરી, યુદ્ધ શરૂ થયું, બન્નેજણે તરવાર ફેરવવા માંડી, અને શાન્ત રાત્રિમાં આ તરવારોના અવાજે શાન્તીનો ભંગ કરવા લાગ્યા.

કેટલોક વખત આ પ્રમાણે યુદ્ધ ચાલ્યું. અંતે અજીતકુમારે સુકુ-મારને તરવાર છોડી દેવા જણાવ્યું. સુકુમારે તરવાર મ્યાન કરી નીચે રાખી દીધી. અજીતકુમાર તેની તરફ જોઇ બોલ્યો "આ યુદ્ધમાં કોનો જય થાત તે સ્પષ્ટ જણાઇ આવ્યુ છે. તમારો હાથ મારા હાથની બરોબરીમાં આવી શકે તેમ નથી. તમે સારી રીતે જાણવા પામ્યા છો કે ચાલુ યુદ્ધમાં મેં તમને બે વખત જાણી જોઇને બચાવ્યા છે. જો તમારૂં ખુન કરવા મારી ઇચ્છા હોત તો પહેલેજ ફટકે તમારૂં ખુન કરી શકયો હોત."

સુકુમાર સારી રીતે સમજી શકયો કે અજીતકુમારે બે વખત બચાવ્યો છે. પોતે અજીતને પોતાનાથી હલકો સમજતો હતો તે હવે તેને ગુરૂતુલ્ય માનવા લાગ્યો, તેને પોતાનો પ્રાણદાતા સમજવા લાગ્યો અને તે એની તરફ જોઇ બોલ્યો "હું સારી રીતે જાણી શકું છું પણ તમે—"

"પણુ બણુ કંઇ નહિં, ચાલો ફરી યુદ્ધ કરીયે"
પાછું યુદ્ધ શરૂ થયું. અજીતકુમાર પહેલાંના યુદ્ધમાં જ્યાં હરેક વખત સુકુમારના પ્રાણુની રક્ષા કરવા પ્રયત્ન કરતો હતો ત્યારે હવે એક પણુ તક ખોયા વગર એકદમ ધસારાબંધ તેના શરીરપર ધશી ગયો. સુકુમારથી આ ધસારો સહન થઇ શક્યો નહિ અને તરવાર હાથમાંથી નાંખી દઇ 'હાય' પોકારી જમીનપર બેશી ગયો.

અજીતકુમાર ક્રોધમિશ્ર હાસ્યવદને બોલ્યો "નામરદની માફક અસ્ત્ર ત્યાગ શા માટે કરો છો? માત્ર આટલાથી જ તમારી નરશ્રોણિત પીપાસા બંધ થઇ?"

"હું તમારી સામે ગરદન નમાવી અરજ કરૂં છું કે મારૂં ખુન કરો, મને હવે સતાવો નહિ." સુકુમારે ગરદન ધરતાં કરૂણામય શબ્દે કહ્યું.

'એમ તે કંઇ થાય? તમે મારૂં અપમાન કર્યું છે તો મારે તો તમને રીબાવી રીબાવીને વેર લેવું છે.' સુકુમારની ઉપેક્ષા કરતાં અજીતે કહ્યું.

"હું આત્મહત્યા કરી મરીશ. નહિ તો હવે જલદી ખુન કરી નીકાલ કરો."

"નરઘાતકનું એવી સહેલી રીતે મૃત્યુ આણુવા માગતો નથી. હું ધર્મ યુદ્ધ કરીશ."

"હું દેવીના સોગન ખાઇ કહું છું કે હવે કદી પણ તમારા સાથે અસ્ત્ર ઉપાડીશ નહિં, મને માફ કરો, મારૂં મ્હોત જલદી લાવો. તમારા હાથમાં હું મારૂં શરીર સોપું છું, ચાલો તમને જે રીત પસંદ હોય તે રીતથી મારૂં ખુન કરો." સુકુમાર હાથ જોડી નીચે મ્હોડે ઉભો રહ્યો અને દરેક પળે તરવારના ઘાની રાહ જોવા લાગ્યો પણુ નિરાશ!

"વારૂ, ત્યારે તમને હું પ્રાણુદાન આપું છું એ પણુ એક જાતનું વેર લેવાયું સમજીશ. સુકુમાર! તમે તરવાર કે પીસ્તોલ કોઇમાં પણુ હજુ જોઇએ તેવા નિપુણુ થયા નથી. હું અભિમાન નથી કરતો તો પણુ ઇશ્વર કૃપાથી મને તમારા કરતાં કંઇ વિશેષ જ્ઞાન છે. હમણુાંજ બતાવું છું જુઓ અને ખાત્રી કરો."

અજીતકુમાર પાસેના ઓરડામાંથી પીસ્તોલ લાવ્યો અને ટેબલ ઉપર ત્રણુ સોપારી રાખ્યાં. અજીતકુમારે સામેના ઓરડામાંથી દોડતાં દોડતાં

ત્રણ બહાર કર્યાં, ત્રણે સોપારી ઉડી ગયાં અને ચુરેચુરા થઇ ગયા. હવે સુકુમાર સારી રીતે જાણવા પામ્યો કે અજીતકુમાર એક ખરેખર લક્ષસાધ્ય પુરૂષ છે.

આ પછી અજીતકુમારે એક બીજી પ્રેકટીસ કરી બતાવી. સુતરના દોરામાં બે બટાટા પરોવી સામેના ઝાડમાં બાંધ્યા અને પછી ગોળીથી તે બન્ને બટેટાને વીંધી છુંદી નાંખ્યા. સુકુમાર પોતે અજીતકુમારપાસે કોઇ પણ ગણત્રીમાં નથી એમ સારીરીતે સમજી શકયો અને અભિમાનથી મુક્ત થયો.

"સુકુમાર" અજીતકુમારે હશીને કહ્યું "હવે હું ધારૂં છું કે તમે સમજ્યા હશો કે જો હું તમારૂં ખુન કરવા માગું તો કેટલો વખત લાગે? પણ નહિ-તમે માત્ર એક લાવણ્યવતીના મોહમાં ફસી મારૂં ખુન કરવા પ્રતિજ્ઞ થયા છો- હું તમારી હત્યા કરીશ નહિ. હું પ્રથમ તમને કહેતો આવ્યો છું કે હું તમારૂં બુરૂં કરીશ નહિ અને તેટલા માટેજ આજે તમને અસ્ત્રવિનાના બનાવવામાં આવ્યા છે. હું ધારૂં છું કે હવે બધી ખરી વાત તમારા મગજમાં ઉતરી હશે. સાંભળો સુકુમાર! તમે તમારો પોતાનોજ નાશ કરવા તૈયાર થયા છો. સ્નેહલતાના વાકય-ચાતુર્યમાં મુગ્ધ થઇ તમે પોતેજ તમારા મૃત્યુને આલિંગન આપવા ગયા છો. વળી વધારામાં જણાવું છું કે જો કદાચ તમે મારૂં ખુન કરવામાં ફાવ્યા હોત તો પણ તમે તો જીવતા રહી શકતજ નહિ. મારા પછી તમારૂં પણ તે કુલટા હતા ખુન કરત."

"તે કેમ?" સુકુમાર ફાટેડોળે જોઇ બોલ્યો "તે કેમ? શું તે મારૂં ખુન કરત? વચનભંગ તે થાત?"

"દસ્યુપાલિતા—સ્નેહલતા જેવી અધમ પિશાચિણી બીજી કોઇપણ નથી. કદી આ વાતમાં તમને વિશ્વાસ નહિ આવતો હોય પણ મારા પછી પોતાના અન્ય સ્વાર્થની ખાતર તે તમારૂં પણ ખુન કરત. આવું તો કેટલીએ વાર બની ગયું છે અને કેટલાએ બીચારાઓએ પ્રાણ ખોયા છે."

સુકુમાર દિગ્મુઢ થઇ બધું સાંભળ્યા કરતો હતો. અજીતકુમાર તેના મનોભાવ જાણી ગયો કે તેને મારીપર વિશ્વાસ નથી આવતો. તેથી તે બોલ્યો "વારૂ, સુકુમાર તેને પુછજો તો ખરા કે તમને જોઇને તે ત્યાં છુપાઇ શા માટે ગઇ?"

સુકુમારના ચ્હેરાઉપર હજારો જાતના ફેરફાર થોડીએક ક્ષણમાં પસાર થઇ ગયા "મારૂં અપમાન કર્યા પછી તમે તેને મળવા ગયા ત્યારે તે તમને મળી નહિ, પણ ત્યાં ચોડેલા કાગળ ઉપરથી તમે ધાર્યું કે તે કયાંઇ બીજા કામે ગઇ હશે, પણ સુકુમાર ! તે તેમ ન હતું. વારૂ, ગઇ રાત્રે તે વનમાં તમને કોણ મળ્યું હતું ?"

હવે સુકુમારની વિસ્મયતાની સીમા રહી નહિં અજીતકુમારે આ બધી વાત કયાંથી જાણી ? સુકુમારે હતાશ થઇ પુછયું. "મેં તમારો મોટો અપરાધ કર્યો છે. આપ કેવા ઉમરાવ સ્વભાવના છો ? અહા ! મે વગર સમજ્યે તમારૂં ખુન કરવા પ્રયત્ન કર્યો." સુકુમારે માફી માગતાં કહ્યું. હવે તેને એના તરફ માનની લાગણી ઉભરાઇ અને પહેલાં જે "તું" શબ્દ વાપરતો હતો, તે હવે ભુલી ગયો અને "તમે" "આપ" શબ્દ વાપરવા લાગ્યો પહેલાં જે ઉદ્ધ-તાઇથી વર્તન કરતો હતો તે હવે ગરીબ ગાય જેવો બની ગયો. દુનિયામાં ઉપકાર અને ઉદારતા એવીજ વસ્તુઓ છે."

અજીતકુમાર તેને શાન્ત કરતાં બોલ્યો. "આજથી હું અજીતકુમાર તમારો શુભેચ્છક છું અને તમે મને એક ભાઇ સમજજો."

"આપને હું મારા મોટા ભાઇ તરીકે જાણીશ પણ તમે મારા પ્રાણ શા માટે બચાવ્યા ? હું તે સમજી શકતો નથી."

"મેં તમને મારા બંધુ તરીકે સ્વીકાર્યા તેથીજ."

"નહિ, કદી નહિ, એવા ભાવથી તમે મારી રક્ષા નથી કરી. એમાં કંઇ ભેદ છે."

"હા, છે. સ્વાર્થ છે."

"ત્યારે શું સ્વાર્થ છે."

"શું સ્વાર્થ ? સાંભળો.—સ્નેહલતા જાણે છે કે તમે તેના સૌંદર્યમાં અને ઐશ્વર્યમાં ગાંડા બની ગયા છો તેથી તમારી તે ગાંડાઇનો લાભ મારો નાશ કરવાની યુકિતમાં લગાડી તમને હોળીનું નાળિયેર બનાવ્યા છે."

"અહો ! ત્યારે પહેલાંજ તમે કેમ ન બોલ્યા ? પણ નહિં—હું ભુલું છું. તમે તે બિચારીનું ખુન કરવા યા પોલીસમાં પકડાવી તેને સપડાવવા માગો છો."

"હં! હં! હં! સુકુમાર" અજીતકુમાર હસતાં બોલ્યો "શું એક સ્ત્રીના પ્રાણ લેવા કે એક અબળાને કેદ કરી પકડવી એ અમારે વાસ્તે એટલું કઠિન છે! એવી ભુલ ન કરો. અમારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે તેના હાથથી હવે વધારે પ્રાણહાનિ થાય નહિં અને તેની મતિમાં કંઇ સુધારો થાય."

"બરોબર છે, આપ ધારો તો તેને હમણાં જ પકડી શકો છો તો પછી આટલો વખત તેને બચાવવાનું શું કારણ?

"એક સ્ત્રીનું અનિષ્ઠ કરતાં મારૂં દિલ ચાલતું નથી. જ્યાંસુધી તેને સુધારવાનું બનશે ત્યાંસુધી હું મારી જાતની બંગાલણ સ્ત્રીને પોલીસને હાથ સુપ્રત કરીશ નહિ. અને તેના કષ્ટ દુર કરવા તેને મદદગાર થઇશ. તે મદદમાં તમને હથિયાર બનવું પડશે. તમે મારી તરફ હમેશાં શત્રુભાવ રાખશો અને દુશ્મનભાવથી વર્તન કરશો તો તેને શંકા નહિ આવે અને આપણો ઉદ્દેશ સિદ્ધ થશે."

અજીતકુમારની ઉદારતા જોઇ સુકુમારની આંખમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યાં. આવા મહાપુરૂષના પ્રાણ હરવાની પ્રતિજ્ઞા હવે તેને ઘણીજ સાલવા લાગી. તે બન્ને હાથ જોડી શિર નમાવી બોલ્યો "આપે દયા કરી મને બંધુ બનાવ્યો છે તો હું તમારૂં કાર્ય મારો પ્રાણ પડવા પર્યંત પ્રયાસ કરીને પણ પુર્ણ કરીશ. હવે આપ કહો કે આપ કોણ છો?"

અજીતકુમાર હા. હા, કરી હસીને બોલ્યો. "હું દેવતા પણ નથી કે અદ્દભુત જીવ પણ નથી, પણ એક ક્ષુદ્ર પ્રાણી—મનુષ્ય અજીતકુમાર છું."

"ખરેખર?"

"હા સત્યે હું અજીતકુમાર ડીટેકટીવ છું."

# પ્રકરણ ૯ મું.

## અભિનવ સંકલ્પ.

---:o:---

ગંગાતીરે અજીતકુમારને સુકુમારે અપમાનિત કર્યો હતો. તેનો બદલો પણ અજીતકુમારે લીધો અને પરિણામે શરણે થવું પડયું ત્યારે તેના સહાયક બનવા વચન આપ્યું હતું. આટલી બધી ઘટના બની ગયા છતાં સુકુમારનો સંદેહ ગયો નહિં. અજીતકુમાર કોણ ? એક આ પાછળ શા માટે ભમ્યા કરે છે ? પોતાને બંધુ તરીકે શા માટે સ્વીકાર્યો. આવી જાતના હજારો પ્રશ્નો તેના મનમાં ઉત્પન્ન થયા અને નાશ પામ્યા.

થોડા વખત પછી અજીતકુમારે પોતાની જગ્યા પાસેના કોચપર લીધી. સુકુમારે પણ પાસે પડેલી એક ખુરશીપર પોતાની જગ્યા લીધી. તે વારંવાર અજીતકુમારના તરફ તાકી તાકી જોવા લાગ્યો, પણ પોતાને થયેલ શંકાઓનો એક પણ પુછીને ખુલાસો કરી શકયો નહિં. અજીતકુમાર જમાનાનો ખાધેલો હોવાથી સુકુમારના મનોભાવો જાણી ગયો, સુકુમારના હૃદયમાંથી શંકાઓ નાશ પામી નથી તે એ બરોબર સમજી શકયો. તે બોલ્યો "સુકુમાર ! શું તમે હજુ એમ ધારો છો કે હું તમારી સાથે ચાલાકી રમું છું ?

અજીતકુમારે પોતેજ પોતાના સંદેહની વાત ઉપાડી જોઇ, સુકુમારને જરા હિમ્મત આવી અને પોતાના સંદેહ જાહેર કરવા વિચાર્યું, તે એક મોટો નિઃશ્વાસ નાખી બોલ્યો. "સત્ય બોલવામાં ભય નથી મારા મનમાં આજ ઘણા સંદેહ ઉત્પન્ન થયા છે."

"વારૂ. હું આજે તમારા બધા સંદેહ દુર કરીશ પણ તે પહેલાં હું તમને એક સવાલ પુછવા માગું છું તેનો ઉત્તર જે હોય તે ખરે ખરો આપશો, જરા પણ છુપાવશો નહિ. હું તમારૂં જરા પણ અશુભ કરીશ નહિ, કપટભાવ રાખી જવાબ આપશો તો પણ તમને હું જાણી શકીશ."

"મારી સાથેની મીત્રાચારીમાં આપને કંઈ મોટો સ્વાર્થ સમાયલો છે તે હું સારી રીતે જાણું છું. સિવાય એટલું પણ હું કબુલ કરૂં છું

કે આપ મારૂં કદી પણ અનિષ્ઠ કરશો નહિ. ગમે તેમ હો, આપ શું પુછવા માગો છો ? પુછો, આપના પ્રશ્નનો સત્ય ઉત્તર આપીશજ."

અજીતકુમારે સહાસ્ય ડોકું ધુણાવી કહ્યું. " ઓહો ! બોલવાનું તો કામ અચ્છું જાણો છો પણ તેથી હું ઠગાઉં તેમ નથી. ઔષધ ખાતી વખતે રોગી, જેવું મ્હોં કરે અને અભાવથી પરાણે ઔષધ પીએ તે પ્રમાણે અભાવથી ઉત્તર આપશો તે નહિં બને. તમે પણ અંતઃકરણ ખોલી કહો કે " હું પણ બંધુત્વભાવે, અકપટભાવે અને સત્ય ઉત્તર આપીશ."

" વારૂ પણ કદી કપટ રાખું તો ?"

" તો પણ હું તો તમારૂં અનિષ્ટ કરીશ નહિ, આપેલું વચન તોડીશ નહિ, બંધુત્વ કલંકીત કરીશ નહિ અને કપટ કરો છો એવું જ્યારે જોઇશ ત્યારે અસલ વાત તમારી પાસે ખોલીશ નહિ અને તમારા સંદેહને દુર કરવા જે કંઇ કહેવાનું છે તે કહીશ નહિ."

" તમારી વાત સાંભળી મને અતિ હાસ્ય છુટે છે. પણ હું કપટ કરૂં છું એમ તમે કેમ જાણી શકશો ?" સુકુમાર ચાલાકી રમતાં બોલ્યો.

" સુકુમાર ! મુર્ખ જેવી વાત કેમ કરો છો ? જે માણસ તમારી નાડી નક્ષત્રની પણ ખબર જાણતો હોય, તે શું તમારૂં સામાન્ય કપટ ન ઓળખી શકે.

સુકુમાર નિરૂત્તર રહ્યો. પોતાનો મુર્ખભાવ છુપાવી થોડીવાર પછી બોલ્યો. " જો એમ છે તો પછી તમે કપટ કરશો કે નહિં એમ શામાટે પુછો છો ?

" એ પણ એક જાતની પરિક્ષા છે, સુકુમાર ? તમે જાણો છો કે કદી પણ અસત્ય કહો તો પણ અમારાથી છુપું રહેજ નહિ, છતાં પણ મેં તમને પ્રશ્ન કર્યો તે માત્ર તમારા મનની શકિત જાણવા માટેજ,

" ત્યારે આપ ખુશીથી પુછો ? હું સરલભાવે ઉત્તર આપીશ."

" પ્રતિજ્ઞા લ્યો."

" હવે પ્રતિજ્ઞાની શી જરૂર છે ? "

" શી જરૂર છે ? તે જાણવું છે ? તો સાંભળો. પ્રતિજ્ઞ થયાબાદ જુઠું બોલો તો જાણી શકું કે તમે મારા વિશ્વાસુ થઇ શકો તેમ નથી અને પુરૂષોમાં અધમ પુરૂષ છો એમ જાણી શકાય અને દુનિયાને બતાવી શકાય.

" વારૂ ત્યારે લ્યો આ પ્રતિજ્ઞા કરી " કહી સુકુમાર પ્રતિજ્ઞ થયો.

અજીતકુમારે ગંભીરભાવે પ્રશ્ન પુછવા શરૂ કર્યા. " તમે સ્નેહલતાને ચાહો છો. "

" એ તમે શા માટે પુછો છો ? "

" એમાં લજ્જા શાની ? તમે જવાબ આપો ને. "

" એ પ્રશ્નનો ઉત્તર હું હાલ આપી શકતો નથી. "

" ત્યારે સરલભાવે ઉત્તર આપો છો એમ કેમ કહેવાય ? અત્ર ઘડીયેજ તમે પ્રતિજ્ઞ થઇ કહ્યું કે હું તમારા દરેક પ્રશ્નનો સરલભાવે ઉત્તર આપીશ અને હમણાંજ પ્રતિજ્ઞા ભંગ કરો છો ? "

" પ્રતિજ્ઞ થયો છું તે સત્ય. પરંતુ હું સ્નેહલતાને ચાહું છું કે કેમ તે જાણવાનું તમારે શું પ્રયોજન ? પ્રયોજન મારે જાણવું જોઇએ. "

" સુકુમાર ! જો તમારે મારાં કાર્યો કરવાં હોય તો કદી પણ પ્રયોજન જાણવાની ઇચ્છા ન કરતા. મારાં ઘણાં કામો તેનાં પ્રયોજનો જાણ્યાવિના કરવાનાં છે. તમે શા માટે સરલભાવે ઉત્તર નથી આપતા તે હું સારીરીતે જાણું છું, તમને હજુ મારામાં વિશ્વાસ નથી. "

ખરી દૃષ્ટિએ જોતાં સુકુમારને અજીતમાં વિશ્વાસ નથી. અજીત એક બળવાન અને ક્ષમાની મુર્તિ છે અને સાથે પ્રતિભાસમ્પન્ન વ્યકિત છે એવું જોઇનેજ તેનામાં મુગ્ધ થયો હતો. તેણે જ્યારે જોયું કે અજીતકુમારે તેના મનોભાવ જાણ્યા છે ત્યારે તેના મનમાં આશ્ચર્યની હદ રહી નહિં. તેણે અજીતકુમારને કહ્યું " સત્ય કહું તો બીજી કેટલીએક શંકાઓએ મારૂં મગજ ફેરવી દીધું છે. "

" કઇ વાતનો સંદેહ થયો છે ? "

"હું ધારૂં છું કે આપ કાંટાની મદદથી કાંટો બાહેર કરવા માગો છો. આપે મારા પ્રાણની રક્ષા કરી છે તે ખરૂં પણ તે શા માટે? સ્નેહલતાના સર્વ નાશ કરવાના રસ્તાને પરિષ્કાર કરવા માટે અને તેના સર્વ નાશના માર્ગમાં મને યંત્રરૂપે પરિચાલન કરવા માટે ખરૂં. કે નહિં?"

"સુકુમાર! તમે સર્વ નાશની વાત કેમ કહો છો? મેં તમને પહેલેથીજ જણાવી આપ્યું છે કે જો હું તેનું ખુન કરવા માગું તો એક પળમાં કરી શકું તેમ છે. અનેક દિન પુર્વે મેં તેને બર્દવાન કે ચુંચુંડાય અથવા શાન્તિપુર કે ત્રિવેણીઘાટે ગમે ત્યાં પકડી કબજે કરી હોત પરંતુ તે—"

"ત્યારે આપ શું છુપી પોલીસના અમલદાર છો?" સુકુમારે અજાયબ થતાં પુછયું.

"હા હું ડીટેકટીવ છું" અજીતે હાસ્ય સહીત કહ્યું.

"હા, હવે થોડો ઘણો વ્યાપાર મારા સમજવામાં આવ્યો છે."

"જુઓ, હું કોણ છું તે પણ તમને જણાવ્યું છે, હવે જો તમે તમારૂં કાર્ય પુર્ણ કરશો તો તમારૂં દારિદ્ર ચુર્ણ થશે, પરમ સુખશાન્તમાં ચિરકાલ સુધી રહેશો અને સ્નેહલતા જેવી સો દાસીઓ તમારી તહેનાતમાં હાજર રહેશે. હજુ પણ કહું છું સાંભળો:—જો મારૂં ખુન તમે કર્યું હોત તો તમે કદી પણ સુખી થાત નહિં. સ્નેહલતા મહાન નરઘાતક છે. તેજ તમારો પ્રાણ લેત.

"ત્યારે તમે તે શયતાનીની રક્ષા શા માટે કરો છો?" સુકુમારે વિસ્મયભાવે પુછ્યું.

"સુકુમાર! યથાર્થ બોલ્યા છો. તે પુરી શયતાની છે. તમારા જેવા અનેકે તેની આશામાં પ્રાણ વિસર્જન કર્યા છે. બે ત્રણ છુપી પોલીસના માણસો પણ નિરાશા સાથે હાય પોકારી પાછા ચાલ્યા ગયા છે છેવટે પ્રાણાન્ત સુધી પણ તેને વશ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે અને જોખમદારી મેં ઓઢી છે. હું તેને બરાબર ઓળખું છું. બાલ્યકાળથીજ તેને શયતાની શિક્ષણ આપવામાં આવ્યું છે અને તેથીજ તે અત્યારે શયતાની થઇ છે પણ તેના અંતરમાં મેલ નથી. તેને

હજી પણ કોઇ સુપથે ચલાવનાર હોય તો અનેકનો સંસારસાગર સુખી કરી શકે અને ઘણાની આદર્શ બની શકે. હું તેને સારામાર્ગે ચલાવવા માગું છું."

"હવે હું આપનો ઉદ્દેશ સારી રીતે સમજી શક્યો છું, પણ આપ તેને શા માટે તરતજ હાથમાં નથી લેતા અને નાસવા ભાગવા આપો છો, તે હું સમજી શકતો નથી."

"સાંભળો, હું તેનું વૃતાન્ત કહું. તમે કેશવપુરનું નામ સાંભળ્યું છે?"

"જી, હા સાંભળ્યું છે."

"ત્યાંના મોટા જમીનદારને પણ ઓળખતા હશો?"

"જી, હા."

"ત્યારે એકવાર એ જમીનદારને ઘેર લુંટારા સરદાર કાળાચાંદે દરોડો પાડયો અને સાથે તે જમીનદારની ચારેક વર્ષની કન્યા લલિતાને તેઓ ઉપાડી ગયા. જેવી રીતે સ્નેહલતા પણ એક જમીનદારની પુત્રી છે અને જેવી રીતે તેને ઉછેરવામાં આવી હતી, તેવીજ રીતે તેનું પણ પ્રતિપાલન કરવામાં આવ્યું. લલિતા જ્યારે બે વર્ષની થઇ ત્યારે તેને માતૃવિયોગ થયો હતો. તેના પિતાએ લલિતાના ગુમ થવાની વાત પોલીસને જાહેર કરી નહિ અને પોતાની લલિતાને સુખ આપે એટલા માટે ચારે તરફ તે કાળાચાંદનાં યશોગાન કરવા માંડયાં. તેણે ધાર્યું કે વખત આવે કાળાચાંદને દયા આવે અને કન્યા પાછી આપી જાય. કેશવપુરના જમીનદારની આ ચેષ્ટા વ્યર્થ ગઇ નહિ. કાળોચાંદ પરોપકારી તેમજ દયાળુ પુરૂષ હતો. તે જમીનદારની માનસિક અવસ્થાની વાત સાંભળી એક વર્ષ પછી તે કન્યા—લલિતાને તેના પિતૃભવનમાં રાખી આવ્યો. કેશવપુરનો જમીનદાર પોતાની કન્યાને પાછી આવેલી જોઇને આનંદ સાગરમાં ડુબી ગયો અને સમાજને તથા બ્રાહ્મણોને નિમંત્રણ આપી પ્રાર્થના કરી કે આ મારી નિતાન્ત બાલિકાનું એક વર્ષલગી લુંટારાને ઘેર પોષણ થયું છે. તેને આ સંસારમાં પાછી લેતાં અમારું વંશગૌરવ કલંકિત થાય કે નહિ તે કૃપા કરી કહો."

ઘણા ઘણા સ્થાનથી નિમંત્રિત થયેલા બ્રાહ્મણોએ જણાવ્યું કે "કન્યાને હજી પાંચ વર્ષ પણ થયાં નથી. તેનો આ પ્રવાસ યાત્રી ગૃહવાસ ગણીકે મનાશે, તેનું સાથે સાથે પ્રાયશ્ચિત કરી નાખો." જમીનદાર

મહાશય આ ખુલાસાથી ઘણાજ રાજી થયા અને એ કાર્ય પુરૂં કરવા ધાર્યું, તેમણે બ્રાહ્મણોને તથા અન્ય મહાશયોને ઇશ્વર સાક્ષ માની એક લખત તૈયાર કર્યું જેનો ભાવાર્થ એ હતો કેઃ—

પોતાની જમીનદારીનો ચોથો ભાગ ભવિષ્યમાં વિવાહ કરે અને પોતાને પુત્ર થાય તો તે ભોગવે અને કદી વિવાહ ન કરે તો તે પોતાની પુત્રી લલિતાને પોષનાર પ્રતિપાલિતાને મળે. બીજો એક ભાગ લલિતાના પુણ્યાર્થે આવેલા બ્રાહ્મણોને વ્હેંચી આપ્યો અને બાકીની અર્ધ જમીનદારી લલિતાના નામપર ચઢાવી આપી. પોતે જેટલા દિવસ જીવતો રહે તેટલો સમય તે લલિતાને રસોડે આહાર કરે અને તેની જમીનદારીપર દેખરેખ રાખે. આ સિવાય પણ લખતમાં બીજી કેટલીએક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જે તમને પાછળથી જણાવીશ.”

સુકુમાર એક ચિત્તથી આ હકીકત સાંભળતો હતો. તેણે જોયું કે પોતે સંપુર્ણ વાત સાંભળવા પામ્યો નહિ, ત્યારે તેણે પુછ્યું કે “તે જમીનદાર હજુ જીવે છે. ?”

“ના, આજથી બે વર્ષ ઉપર તેનું મૃત્યુ થયું છે.”

“લલિતાનું શું થયું ?”

“તેના વિષેજ તમને હવે કહું છું. લલિતાનું પ્રતિપાલન કરવા માટે તેણે એક ધાત્રિ રાખી હતી. ખરૂં જોતાં એ ધાત્રિએજ એ જમીનદારને મનુષ્ય બનાવ્યો હતો. એ ધાત્રિના સહવાસથી લલિતાને માતૃવિયોગનું દુઃખ-કષ્ટ ભોગવવું પડયું ન હતું.”

“હાલ પણ તેજ ધાત્રી લલિતાનું પોષણ કરે છે.”

“હા, પણ આવી રીતે આકળા કેમ થાઓ છો; હું બધી હકીકત તમને કહું છું. જમીનદારના મૃત્યુ પછી ધાત્રી લલિતાનું પ્રતિપાલન કરતી હતી, આ પ્રમાણે કેટલોક સમય ચાલ્યું તે દરમ્યાન કાળાચાંદ સરદારનું ખુન થયું.”

“ખુન ! મેં તો સાંભળ્યું છે કે કોઇ રોગથી એ સરદારનું મૃત્યુ થયું છે.”

“એ તમારી ભુલ છે. ખુન અથવા આત્મહત્યા એ બે એક સમયે થયાં છે. તેના દળના-ટોળીના લોકોના અત્યાચારથી કર્નલ બેનર્જીને જ્યારે

તેઓને પકડવા કોશીશ કરી ત્યારે પોતાની આબરૂ જાળવવા તેણે આત્મહત્યા કરી કહેવાય છે. સ્નેહલતાએ એ બધી બાબતનો દોષ મારી ઉપર નાંખ્યો છે અને એવું જાહેર કર્યું છે કે મેં તેમનું ખુન કર્યું છે.

"હું ધારૂં છું કે આપને સ્નેહલતા ઉપર જે ક્રોધ છે તેનુ પણ આ એક કારણ છે."

"બની શકે છે, ગમે તેમ હો, સરદાર કાળાચાંદના મૃત્યુ પછી સ્નેહલતાએ લલિતાને ફરીથી પકડવા પ્રયાસ કર્યો. ધાત્રિ એ સમયે કેશવપુર ન હતી, અન્ય સ્થળે કોઇ કામ પ્રસંગે તેને જવું પડયું હતું; જ્યાં તેને ત્રણ ચાર દિવસ રોકાવું પડયું હતું. તે દરમ્યાન સ્નેહલતા કેશવપુર લલિતાને ઘેર આવી અને તે ઘરના નોકર ચાકરને લક્ષ્મીદેવીથી વરાવી ખુશ કર્યા અને વશ કર્યા પછી યુક્તિનો પ્રયોગ કર્યો અને પોતાની બાબતનું કંઇ પણ કોઇ બોલશે તો તેનું ખુન કરવામાં આવશે એવો દમ માર્યો.

ત્રણ દાસીઓ અને બે ચાકરોને અર્થબળે હસ્તગત કરી આસ પાસ એવી વાત ચલાવી કે લુંટારા લોકોએ લલિતાનું ખુન કર્યું છે, ગામમાં અનેક જણ કહે છે કે લલિતાના દેહના કોઇ કોઇ કડકા ગામની બાહેર મળી આવ્યા હતા. ધાત્રિએ જ્યારે એ વાત સાંભળી ત્યારે તેને એ બાબતપર વિશ્વાસ ન આવ્યો અને તેણે હુગલીમાં કર્નલ એન્સનને લલિતાનો ફોટો મોકલી તેના ગુમ થવાની ફરિયાદ દાખલ કરી. મને તે લલિતાની તપાસ કરવાનું કામ સોંપ્યું છે અને તેથીજ સ્નેહલતાની પાછળ પાછળ લલિતાની તપાસઅર્થે ફરૂં છું."

"ત્યારે લલિતા શું ખરેખર બચી છે."

"મારો તે બાબતમાં પૂર્ણ વિશ્વાસ છે?"

"સ્નેહલતા શા માટે લલિતાને પકડી લાવી?" સુકુમાર કંઇક અજાયબીમાં ગરકાવ થતો, તો કંઇક આભો બનતો પુછવા લાગ્યો.

"હું ધારૂં છું કે સ્નેહલતાએ પહેલાં એક વર્ષ લલિતા સાથે પસાર કર્યું હતું અને તેનો સમાગમ મિત્રાચારીરૂપમાં ફરી ગયો. તેના વિયોગનું દુઃખ તેનાથી સહન નહિં થઇ શકયું હોય તેથી ફરીથી પકડી આણી હશે, વળી લલિતાના પિતાએ જે લખત કર્યું હતું અને

જેટલી સરતો હું કહી ગયો તે સિવાય આ પણ એક સરત હતી કે 'લલિતાનું જે પ્રતિપાલન કરે તેને વીસ હજાર રૂપિયા મળે.' લલિતાનું કદી સ્વાભાવિક મૃત્યુ થયું હોય તો તેને કશું મળે નહિ, તેથી તેણે આ લોભમાં તેને બચાવી રાખી હોય એમ માની શકાય. સિવાય લલિતાની ધાત્રિના પત્ર ઉપરથી લલિતાના વિષયમાં ઘણુંજ જાણવાનું મળ્યું છે અને આજ કારણસર સ્નેહલતા મને મરેલો જોવા માગે છે.

સુકુમાર દીર્ઘ નિઃશ્વાસ નાંખતાં બોલ્યો. "હવે બધી વાતની સમજણુ પડી. હવે હું સ્વિકાર કરૂં છું કે આપ જે કંઇ હુકમ ફરમાવશો તે હું બજાવીશ"

"પણ સ્નેહલતાનું ચંદ્રસમાન મુખ જોઈ ગળી તો નહિ જાઓ?" અજીતે ઉપહાસ્ય કરતાં કહ્યું.

"ના, નહિ, કદિ નહિ"

"તેની ચાતુરી ભરેલી ઠગાઇની વાતોથી તમારા મનના વિચારોનું પરિવર્તન તો નહિ થાએ ના?"

"ના"

"સ્નેહલતા પાસેથી જે વાત તમે સાંભળી છે તે અને મારા પાસેથી તમે હાલ જે કંઇ સાંભળ્યું છે તેમાં કંઇ વિશ્વાસ પડે છે?"

"આપની વાત પર મને વધારે વિશ્વાસ આવે છે. લલિતાનો વધારે પત્તો મેળવવો એ આપનો ઉદ્દેશ છે તે પરીપુર્ણ કરવામાં મારાથી બનતી મદદ કરી આપને સહાય્ય આપીશ."

"બીજું કહું, સ્નેહલતા કદી તમને કંઇ કહે તો તેની વાત ઉપર ભુલશો નહિ તો?"

"નહિ"

"સાંભળો,—કદી તેનું મુખ સૌંદર્ય નિહાળી તમે મુગ્ધ થઇ મારી વાત ભુલી જઇ અને મારી વિરૂદ્ધ કંઇ કરશો તો હું તે વખતે જ તમારૂં ખુન કરીશ. એ પણ સાથેજ યાદ રાખશો."

"વારૂ, તેનું કાર્ય કરતાં પણ મૃત્યુ અને તમારૂં કાર્ય કરતાં પણ મૃત્યુ, એ હું સારી રીતે સમજી શક્યો છું."

"જુઓ, સંભાળજો, સ્નેહલતા કંઇ સાધારણ સ્ત્રી નથી. મારા જેવા કંઇકને તો તે આખાજ ગળી ગઇ છે, ખુબ સાવધાન રહેશો."

" ખુબ સાવધાન રહીશ. "

" પણ તમે લતા-સ્નેહલતાને ચાહો છો ? "

" ખરૂં કહું તો તેના રૂપ અને ઐશ્વર્યમાં હું મુગ્ધ થયો હતો પણ હવે તેને ચાહવા મન ઇચ્છા કરતું નથી. હવે મારે શું કરવું તે કહો. "

" સાંભળો " કહી સુકુમારના કાનમાં અજીતકુમારે કેટલોક વખત વાત કહી અને ખુબ સાવધાન રહેવા શિખામણો આપી. સુકુમાર હસતાં હસતાં ખુરશીપરથી ઉઠયો અને બન્ને જણાએ અરસ્પરસ નમસ્કાર કર્યા. સુકુમાર ત્રીવેણીના પાછળના ભાગમાંથી આવ્યો હતો. ત્યાં થઇને ચાલ્યો ગયો અને થોડાવારમાં અંધારી ઝાડીમાં અદ્દશ્ય થઇ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## વિચિત્ર વાર્તા

—:૦:—

બીજે દહાડે સુકુમાર ઘણો મોડો ઉઠયો નિંદ્રામાંથી જ્યારે જાગ્રત થયો ત્યારે આઠ વાગી ગયા હતા. બીછાનામાંથી ઉઠયો, ઝરૂખામાંથી રસ્તામાં આશપાશ જોયું પણ કોઇ પણ નજરે પડયું નહિ. પાછો શય્યાઉપર આવી બેઠો ગઇ રાત્રીએ બનેલા બનાવો એક પછી એક આંખ આગળથી પસાર થવા લાગ્યા. અજીતકુમારના સંકલ્પની વાત જ્યારે યાદ આવી ત્યારે ઉચ્ચ સ્વરે હા હા કરી હસવા લાગ્યો. આવી રીતે વિચારોમાં બે કલાક પસાર થઇ ગયા.

સુકુમારે એકવાર ફરીથી સ્નેહલતાની શોધ કરવા જવા વિચાર્યું પણ ગઇ રાત્રીએ અજીતકુમારે જે બોધ આપ્યો હતો, તે યાદ આવતાં તે વિચારનો ત્યાગ કર્યો ને ગંગાસ્નાન કરવા જવાની તૈયારી કરવામાં પ્રવૃત્ત થયો.

સુકુમારે ઘરની બહાર આવી ગંગાઘાટનો રસ્તો ગ્રહણ કર્યો. થોડે દુર ગયાબાદ દુરના મેદાનમાં કોઇ ચાર પાંચ જણ તમાકુ પીતાં ગપાટા મારતા દેખાયા અને સાથે હાહા હીહી કરતા હોય એમ સંભળાયું. સુકુમાર તેઓની નજદીક ગયો અને તેઓની વાત ધ્યાનથી સાંભળવા લાગ્યો.

આ ટોળીમાંથી એક જણ બોલ્યો "ગમે તેમ કહે ભાઇ પણ આ તો નવી નવાઇ! રાજા રાજાનું યુદ્ધ થાય એ બની શકે પણ આ તો બે સાધારણ માણસો વચ્ચે યુદ્ધ! વળી ધર્મ યુદ્ધ."

"એજ તો ખુબી! લુંટારા લોકો આગળથી ખબર આપે અને પછી લુંટ કરે, એ તો કદી બની શકે પણ આતો બે સાધારણ માણસોનું યુદ્ધ અને તે પણ સાધારણ ગાળાગાળીથી ઉત્પન્ન થયેલાં વૈરનું વેર લેવાનું યુદ્ધ અને તે વળી ધર્મયુદ્ધ કરવાનું, તેના ખબર આગળથી દુનિયાને જાહેર કર્યા છે..પણ મારા ભાઇ એમાં જગતને લાગે વળગે?" બીજાએ તમાકુનો એક ગોટ ગળતાં કહ્યું.

"અરે સાંભળેલી વાત ઉપર શા માટે વિશ્વાસ આપવો! જયારે આંખે જોઇએ ત્યારે સત્ય મનાય. મને તો એ વાત સાચી જણાતી નથી." ત્રીજાએ તમાકુની ચલમ બીજાને આપતાં મોંમાંથી ધુમાડો કહાડતાં કહ્યું.

સુકુમારને વધારે જાણુવાની ઇચ્છા થઇ, તે તેઓની પાસે ગયો અને કહ્યું. "ભાઇ જરા ચલમ આપોને, જરા શરીરને ગરમી આપીને પછી જ ગંગાસ્નાન કરૂં."

"આવો ભાઇ આવો, ખુશીથી ગરમ થાઓ."

સુકુમારે બે ત્રણ ચુશ લઇ ઉઠી જવા જેવું કર્યું, પણ ત્યાં બેઠેલાએ તેનો હાથ ઝાલી રાખી કહ્યુ. "અરે ભાઇ! કયાં ચાલ્યા, જરા સાંભળો તો ખરા, આજે કંઇ નવું સાંભળ્યું?"

"ના" સુકુમારે અજાયબી બતાવી કહ્યું.

"અરે! એ તો બે જણ વચ્ચે ધર્મયુદ્ધ થશે. ધર્મયુદ્ધ, સમજ્યા? આખા ગામમાં એ વાત પ્રસિદ્ધ થઇ ગઇ છે અને શું આપે નથી સાંભળ્યું? ગઇ કાલે ગંગાઘાટે કોઇ બે માણસો વચ્ચે બોલાચાલી

થઇ અને કંઇ ટપાટપી થઇ, આથી તે બન્ને જણાઓએ તરવારથી અસીયુદ્ધ કરવા નક્કી કર્યું છે."

"શું કહો છો?" સુકુમારે ભારે મોં રાખી કહ્યું "એ તો ત્યારે જોવા જેવો ખેલ થશે. ચાલો ત્યારે હું બીજી વધારેની ખબર ગામમાં જઇ કહાડી આવું." કહી બીજી કેટલીક આડી અવળી વાતચિત કરી સુકુમાર સ્નાન કરવા ચાલ્યો ગયો. જતાં જતાં મનમાં વિચાર્યું કે આમાં પણ તે ડીટેકટીવનો કંઇ ભેદ સમાયલો જણાય છે, જણાઇ રહેશે.

રસ્તામાં દુકાનપર પણ એજ ચર્ચા. સુકુમાર પોતાના મનમાં હસવા લાગ્યો. ઘાટઉપર એક સર્જ્જન પુરૂષસાથે સમાગમ થયો, જેના હાથમાં એક ન્યુસપેપર હતું તે સુકુમાર તરફ જોઇ બોલ્યો. "મહાશય! આપ અંગ્રેજી જાણો છો?"

"કેમ શું કામ છે?"

"આ ધર્મયુદ્ધનો આર્ટિકલ જરા વાંચી સમજાવોતો."

"હું એવું સારૂં અંગ્રેજી જાણુનો નથી. ઓ પેલી નૌકામાં એક જણ છે તે સારૂં અંગ્રેજી જાણે છે, ચાલો ત્યાં વંચાવીએ."

ઉભય તે નૌકાપાસે ગયા અને તેમાં બેઠેલા સર્જ્જનને પોતાનો મનોભાવ જણાવ્યો. તે પુરૂષ હસ્યો અને કહ્યું "આ દેશની એ પણ નવાઇ છે કોઇ ભરાઇ બે જણ ગાળાગાળી કરે અને પછી બન્ને જણ વેર લેવા સારૂ તરવાર યાને બંદુક લઇ યુદ્ધક્ષેત્રમાં ધર્મયુદ્ધ કરે અને તેમાં એક જણ માર્યો જાય તો પણ તેને મારનારને પોલીસ તરફથી કે રાજ્ય તરફથી કશી શિક્ષા થાય નહિં અને તેનાપર કેસ પણ થઇ શકતો નથી."

"એ તો ઘણીજ તાજુબીની વાત!" બીજાએ વચમાં ટાપશી પુરી.

"અને આ આર્ટિકલ પણ એજ વિષયનો છે અને એજ મુજબ યુદ્ધ થનાર છે. ગઇ કાલે આ ગંગાઘાટ ઉપર કોઇ બે સજ્જન પુરૂષોએ પોતા વચ્ચે થયેલ કજીયાનું વૈર લેવા ધર્મયુદ્ધ કરવા પ્રતિજ્ઞા લીધી છે અને એકબીજાને આમંત્રણ આપ્યાં છે. સાંભળ્યા પ્રમાણે આ ધર્મયુદ્ધ એટલું મહત્વનું નથી તેથી તેનો અટકાવ કરવા એક પોલી-

સની ટુકડી આવનાર છે." પહેલાએ અંગ્રેજી આરટીકલનો સાર કહી સંભળાવ્યો.

આ સાંભળી માછી લોકોને તો ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. સુકુમાર, "એજ તો! ત્યારે શું થાય છે તે જોવાનું." કહી ચાલ્યો ગયો.

સ્નાન કરી સુકુમાર ઘેર ગયો. જ્યાં કોઇ અજાણ્યો માણુસ તેની રાહ જોઇ બેઠો હતો. સુકુમારને જોઇ તે માણસે એક પત્ર તેના હાથમાં આપ્યો. સુકુમાર ભીંજાયલે કપડે તે પત્ર વાંચવા લાગ્યો—

"પ્રિય સુકુમાર !

આજ રાત્રીના તમે ઘેર રહેજો. રાત્રના દસ વાગે એક ગાડી તમને તેડવા આવશે. તમે તે ગાડીમાં બેશી અત્રે આવજો. તે તમને અત્રે લાવશે. ઘણુંજ જરૂરી કામ છે. પત્રમાં સવીસ્તર લખી શક્તી નથી. ઇતિ.

ચિરાનુગતાં,

સ્નેહ.

પત્ર વાંચ્યાબાદ સુકુમાર જુએ છે તો અનુચર નથી. સુકુમારની ચિંતાઓનો પાર ન રહ્યો. પલળેલ વસ્ત્ર બદલાવી ભોજનગૃહમાં ગયો. ત્યાં આહારપુર્ણું કરી દીવાનખાનામાં આવ્યો અને એક આરામચેરપર પડયો અને વિચારોના વાતાવરણુમાં મળી ગયો. વિચારને અંતે નક્કી કર્યું કે આજે સ્નેહલતાને જરૂર મળવું.

બપોરના બે વાગ્યાને સુમારે પ્રેતવન તરફ પ્રયાણુ કર્યું. જાહેર રસ્તાપરથી જતાં કોઇને વ્હેમ આવશે. એમ ધારી ગંગાતીરે તીરે ચાલવું શરૂ કર્યું. ગંગાઘાટે આજે બીજી ત્રણુ નૌકાઓ નવી આવેલી જણાઇ. ત્યાં પોલીસ પ્હેરો ભરતો દેખાયો. વ્યાપાર શું છે તે સમજવામાં સુકુમારને વખત લાગ્યો નહિ. પહેલેથીજ અંગ્રેજી પત્રના આર્ટિકલ ઉપરથી જાણ્યું હતું કે આજ પોલીસની એક ટુકડી આવનાર છે અને તે એજ પોલીસ ટુકડીની નૌકાઓ હોવી જોઇએ.

સુકુમારે તે તરફ વધારે ધ્યાન આપ્યું નહિ અને પોતાને માર્ગે ચાલ્યો. ધીરે ધીરે પ્રેતવનમાં સુયોગ જોઇ અદૃશ્ય થઇ ગયો.

ત્યાં જતાં સુકુમારે જોયું કે બહારનો દરવાજો પહેલાંની માફક બંધ છે. દીવાલ કુદી અંદર ગયો અને ત્યાં જોયું. તપાસ કરતાં

માલમ પડયું કે સ્નેહલતા તે ઘરમાં નથી. સુકુમાર તેજ પળે તે ઘરની બ્હાર કુદી પડયો.

સુકુમારને સ્નેહલતાના અણુમેલાપને લીધે પ્રશ્ચાતાપ થયો નહિ, અજીતકુમારના મોહિની ઉપદેશથી તેની મતિ ફરી હતી અને આ કારણને લઇનેજ પત્ર પ્રાપ્તિ પછી પણ તેણે સ્નેહલતાને મળવાને માટે બીન્દુમાત્ર પણ ચંચળતા બતાવી ન હતી. કોઇપણ પ્રકારે દિવસ તો પસાર થયો.

રાત્રીના બરાબર દશ વાગે ઘરની બહાર આવી બેઠો. કેટલીક પળ પછી એક ઘોડાગાડી આવતી જણાઇ. ગાડી બરાબર તેના ઘરના દ્વાર આગળ આવી ઉભી રહી અને એક વ્યકિત અંદરથી ઉતરી અને હાથ જોડી સુકુમારને કહ્યું. " હું આપ પાસેજ આવ્યો છું."

" તમને અત્રે કોણે મોકલ્યા છે ? " સુકુમારે પુછ્યું.

" મુનીમ, માલીક સ્નેહલતાએ. "

" શા માટે ? "

" આપને માલીક પાસે લઇ જવા માટે. "

" કયાં જવાનું છે ? "

" તે કહેવાનો હુકમ નથી. "

" એમ ! તમે તેના હુકમ શિવાય કંઇ કરતા નથી ? " સહાસ્યે સુકુમારે પુછ્યું.

" જી, હા. "

સુકુમાર પોતાના મનસાથે બોલવા લાગ્યો " તારી ચાલાકી હવે મારી પાસે ચાલી શકવાની નથી. હવે તો હું અજીતકુમારનો ચેલો છું. " તે અનુચરપ્રતિ બોલ્યો. " ત્યારે બાપુ તમે પાછા તમારી શેઠાણી પાસે જાઓ અને નવો હુકમ લઇ આવો. "

" શેનો હુકમ ? "

" મારે કયાં જવાનું છે તે પ્રથમ મારે જાણવું જોઇએ. "

અનુચર નિરૂત્તર રહ્યા. સુકુમારે કહ્યું " ચુપ રહી આભા બની ઉભા રહેવામાં શો ફાયદો ! કયાં જવાનું છે તે કહેવાનો હુકમ લઇ

આવો ત્યાંસુધી હું તમારી રાહ જોતા અત્રેજ ઉભો છું."

"પણ—"

"એ પણ બણુ કંઇ નહિ ચાલે, નકામો વખત ન ગુમાવો, પાછા જાઓ અને પુછી આવો."

ગઇ રાત્રીએ બનેલ ઘટના હજુ સુકુમાર ભુલ્યો નહતો તેથી વિચાર્યું કે 'આવી રીતેજ એકવાર અજીતકુમારના ફાંદામાં ફસાયો તે શું ફરી સ્નેહલતાના ફંદમાં જકડાઉં! નહિ, હવે પુરી તપાસ કર્યા વિના એક પગલું પણ નહિ ભરૂં."

અનુચર ગાડીમાં ચઢતાં બોલ્યો "આપને દુર જવાનું નથી, આ પાસેના પ્રેતવનમાં જ જવાનું છે."

"તમારી શેઠાણીતો પ્રેતવનમાં નથી."

"ના તેઓ ત્યાં નથી પણ બીજી અન્ય જગ્યાએ છે પણ તે નજદીકજ છે."

"વારૂ! ત્યારે આવું છું" કહી સુકુમાર ગાડીમાં ચઢી બેઠો. સુકુમારે ધાર્યું હતું કે ગાડીમાં બેઠા પછી ગાડીવાન કંઇ વાતચિત કરશે અને હું યુક્તિથી મારી વિગત પુછી લઇશ. પરંતુ અનુચર તો એક શબ્દ પણ રસ્તામાં બોલ્યો નહિ સુકુમાર ધીરજ ધારી શકયો નહિ અને પુછ્યું "આજ સવારે મારી પાસે કોણુ તમે પત્ર લાવ્યા હતા?"

"હાજી," ટુંકેજ પતાવ્યું.

"પત્રનો ઉત્તર કેમ ન લઇ ગયા?"

"હુકમ ન હતો."

સુકુમાર આવા ટુંક જવાબોથી કંટાળ્યો. ફરી પૂછ્યું. "ત્યાં તમારે દરેક કામ શેઠાણીના હુકમ જેટલુંજ કરવાનું કે?"

"અલબત"

"ત્યારે મારીસાથે કંઇ આજે અગત્યનું કામ હોવું જોઇએ?"

"હું એમ ધારૂં છું."

"ત્યારે તે શું કામ હોવું જોઇએ?" સુકુમારે લાંબા જવાબની આશા રાખી.

" જાણુતો નથી."

સુકુમારનો જુસ્સો હવે હાથમાં ન રહ્યો તોપણ મહામહેનતે જુસ્સો દાબતાં બોલ્યો. " વારૂ ત્યારે તમારાં શેઠાણી પ્રેતવનમાં પાછાં ક્યારે ફર્યાં ?"

" તે હું જાણુતો નથી."

" ગઇ કાલે ક્યાં હતાં ?" ગુસ્સો હવે હદબાર વધ્યો.

" તે પણુ હું જાણુતો નથી."

" ત્યારે તું કંઇ નથી જાણુતો ?" હવે સુકુમાર " તું " કાર ઉપર આવ્યો.

" ઉહું."

" શું ઉહું ! તું એના વિષે કશું નથી જાણુતો ?"

" ના."

" ત્યારે તું શું જાણે છે તારા બાપનું કપાળ ?" સુકુમારે રૂપ પ્રકાશ્યું.

" તે પણુ નથી જાણુતો." અનુચરે ઠંડે પેટે શાન્તિથી જવાબ આપ્યો.

સુકુમાર હાથથી ગયો હતો પણુ તે દરમ્યાન ધારેલું ઠેકાણું આવી પહોંચતાં ગાડી ઉભી રહી. સુકુમારે વખત વિચારી પોતાનો ગુસ્સો દાબી રાખ્યો. ગાડીમાંથી ઉતરતી વખતે કોઇએ સામે આવી. " આવો પધારો " કહી આવકાર આપ્યો. સુકુમારે નિર્ભય હૃદયે ઘરમાં પ્રવેશ કર્યો. તેને એક રૂમમાં બેસાડી તે વ્યક્તિ અદ્રશ્ય થઇ ગઇ. સુકુમાર લમણે હાથ દઇ અનેક જાતના વિચારો કરવા લાગ્યો. ગઇકાલના બનેલા દ્રશ્યો ખડા થયા. ગઇરાત્રની માફકજ આજે રૂમમાં એકલો હતો. હૃદયમાં ભયે સંચાર કર્યો. તેજ પળે વિચાર આવ્યો–' શું સ્નેહલતા મારૂં ખુન કરશે ! પણુ નહિ હજુ તેનું કામ પુરૂં થયું નથી ત્યાંસુધી તે મારૂં ખુન નહિજ કરે, આ વિચારથી ધ્રુજ્યો પણુ પાછા એક વિચારથી હૃદયમાં બળ આવ્યું. તે મનમાં બોલ્યો " જેને અજીતકુમારની સહાય્ય છે તેને કોઇ પણુ જાતનો ભય નથી."

આવા આવા વિચારોમાં આશરે અર્ધો કલાક પસાર થઇ ગયો. અને હજુ પણુ તેની વિચારમાળા ત્રુટી નહોત પણુ ત્યાં પાસેનું દ્વાર ઉઘડયું

અને સ્નેહલતા—સર્વાવયવભુષિતા, સ્નેહલતા પાન આવતી દાખલ થઇ સુકુમારને આજે તેના રૂપમાં કંઇક ચમત્કાર દેખાયો. તે હસતી હસતી બોલી "લ્યો આ પાન આરોગો." રૂપાના ડબ્બામાંથી પાન આપ્યું અને નેત્રનો કટાક્ષ પણ સાથેજ ફેંકયો.

સુકુમારે પાન ગ્રહણ કરતાં તેણીના મુખ સામું જોયું. ક્ષણવારમાં હજારો દૃષ્યો આંખ આગળથી પસાર થઇ ગયાં.

સુકુમારના મનોવિકાર સમજી સ્નેહલતા બોલી. "કેમ સુકુમાર! મેં ખરા મારા સ્વહસ્તે પાન બનાવી તમને આપ્યું પણ તમે આરોગતા નથી?"

આ વખતે સુકુમારના મનમાં "પાનમાં ઝેર હશે." એવી શંકાની માળા ચાલતી હતી. સ્નેહલતાનું વાકય સાંભળી તેણે એક યુક્તિ રચી અને થોડો ક્રોધ પ્રદર્શીત કરી બોલ્યો "એટલો બધો આદર કરવાની શી જરૂર છે! મને અત્રે શા માટે બોલાવવામાં આવ્યો છે?"

સ્નેહલતા, સુકુમારની વધારે નજદીક જતાં બોલી "એ શું? સુકુમાર! આટલો ક્રોધ શા માટે?"

"કારણુસર"

"કેમ મેં શું અપરાધ કર્યો છે?" સ્મિત મુખે સ્નેહે પુછ્યું.

"તમે મારી સામે કપટબાજી ખેલી છે."

સ્નેહલતા વધારે નજદીક જઇ બોલી "કપટબાજી! શું કહો છો સુકુમાર! હું તમને છેતરી શકું! હું તમારી સાથે કપટબાજી રમું? કદી નહિં. હું તમારી સામે કપટભાવ રાખું એવું સ્વપ્ને પણ ધારશો નહિં, સુકુમાર!

"હં, તમે પ્રેતવનના બહારના દરવાજા ઉપર જે પત્ર રાખ્યો હતો અને તેમાં લખ્યું હતું કે "હું પ્રેતવન કારણુસર છોડી જાઉં છું અને એક બે રોજમાં પાછી ફરીશ." પરંતુ મેં તેજ દિવસે તમને પ્રેતવનમાં જોયાં હતાં."

"ભુલ ખાઓ છો સુકુમાર! મને બીજે કયાંઇ જોઇ હશે, પરંતુ પ્રેતવનમાં નહિં જોઇ હોય. મેં પત્રમાં પ્રેતવન છોડી જાઉં છું એમ તો નહોતું લખ્યું. હું મારા શત્રુની બ્હીકે બેચાર દહાડાથી વધારે રહી

શકતીજ નથી. આ ત્રીવેણીના પ્રદેશના ઘણે ઠેકાણે અમારા નાના નાના મઠો છે." "તે કદાચ હશે પણ મેં તો તમને પ્રેતવનમાંજ જોયાં હતાં."

"કદી તેમ મને જોઇ હોય તો તે વખતે હું ત્યાં જતી હોઇશ અને એજ સમયે મને જોઇ હશે. જ્યારે મને જોઇ ત્યારે બુમ કેમ ન પાડી? તમારી સાથે એ વાત પણ કહેવાને ભાગ્યશાળી ન બનાવી?"

સ્નેહલતાએ આવી રીતે કેટલુંક સ્ત્રી ચરિત્ર કરી બતાવ્યુ, સુકુમાર આ બધું સાંભળી કંઇક ઉંડા વિચારમાં પડી ગયો. તે બોલ્યો "મેં તમને બે ત્રણ હાંક મારી પણ જાણી જોઇને ક્યાંઇ છુપાઇ ગયાં."

"છી, છી, એવુ ખોટું મનમાં લાવશો નહિ."

"વારૂ હશે ત્યારે" સુકુમારે જાણી જોઇ ટુંકેજ પતાવ્યુ અને કહ્યું "લતા? ખરેખર તમે અજીતકુમારને લઇને જ ક્યાંઇ સુખે નથી રહી શકતાં?"

"હું સોગનખાઇને કહું છું." સ્નેહલતાએ આંખમાં ખોટાં આંસુ લાવી કહ્યું.

"પ્રભુ પ્રભુ!" સુકુમારે દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

સ્નેહલતાએ જોયું કે સુકુમાર હવે કંઇક નરમ થયો છે, ત્યારે વસ્ત્ર ઠીકઠાક કરતી હાવભાવ કરતાં બોલી "એ વાતને જવા દો. બીજી ખબર શી લાવ્યા?"

"શું ખબર સાંભળવા માગો છો?"

"સાંભળ્યું છે કે તમે અજીતકુમાર સાથે કજીયો કર્યો છે?"

"તમે એ વાત ક્યાંથી સાંભળી?" તેણે ખુરશી પર ઠીક બેસતાં કહ્યું.

"વર્તમાન પત્રમાં એ વાત પ્રકટ થઇ ગઇ છે. મેં તે વર્તમાન પત્રમાં વાંચ્યું છે અને સર્વત્ર એજ વિષય ચર્ચાય છે અને એ ઉપરથી ધારૂં છું કે એ વિવાદ પણ તમે જ કર્યો હશે?"

"અલબત" સુકુમાર અભિમાન લાવતાં બોલ્યો.

"ત્યારે શું તમે અજીત સાથે યુદ્ધમાં ઉતરશો?"

"તે અત્યારે કહી શકુ નહિ."

"શામાટે ?"

"એ વાત પ્રસિદ્ધ થઇ છે તેથી તેનો અટકાવ કરવા પોલીસનાં માણુસો ઘાટ ઉપર આવી પહોચ્યાં છે."

"બરોબર છે. મેં પણુ પોલીસનાં માણુસો જોયાંછે. ત્યારે એક યુક્તિ કરો તો ? ત્રિવેણી સિવાય બીજે કયાંઇ જાઓ અને ત્યાં એકાન્તમાં યુદ્ધ કરો તો ?"

"કદી હું ત્યાં જઇશ પણુ અજીત ત્યાં કેમ આવશે ?"

"આવશે જ. તે નપુંશક નથી."

"કદીએ બધું બનશે પણુ લતા ખરૂં કહે તું મને ચાહે છે ?" સુકુમારે મંદહાસ્ય કરતાં કહ્યું.

"ચાહું છું એટલે તમને ખરા જીગરથી ચાહું છું. તે આ જીભથી વર્ણવી શકાય તેમ નથી."

"જ્યારે તમે મને એટલો બધો ચાહો છો તો પછી યુદ્ધ કરવાને એટલો બધો આગ્રહ શામાટે કરોછો ? એ યુદ્ધમાં મારૂં મરણુ તો થવાનું જ."

"ભગવાન એવું પરિણામ ન લાવે. નિશ્ચિંત થઇ તમને હું કયારે પરણી શકું કે જ્યારે અજીતકુમારનું મૃત્યુ થાય ત્યારે અને એટલાજ માટે યુદ્ધ કરવા આગ્રહ કરૂં છું.

"ત્યારે જરૂર યુદ્ધ કરીશ"

"કયાં યુદ્ધ કરશો ?"

"કલકત્તામાં."

"તમે કલકતા જશો ?

"જઇશ અને અજીતકુમારને ત્યાં આવવા નિમંત્રણુ કરીશ."

"તેને તમે કયાં મળશો ?"

"તે અમે સમજીશું. તમે વખતની રાહ જુઓ. ત્યારે હવે હું રજા લઉં છું." સુકુમાર ઉઠયો. લતાએ એક પ્રેમકટાક્ષ સુકુમાર તરફ

સહાસ્ય કરી ફેંકયું પરંતુ તેથી આગળની માફક તેના ઉપર અસર થઇ નહિં તે રૂઆબમાં જ તે ઘર છોડી ચાલ્યો ગયો.

બીજે દિવસે સ્નેહલતાએ સુકુમારને નૌકામાં કલકત્તા તરફ રવાના થતો જોયો. જયાં સુધી નૌકા નજરે પડી ત્યાં સુધી તે નૌકા તરફ જોઇ રહી. નૌકા નજર બહાર ગઇ તો પણ સ્નેહલતા ત્યાંથી ઉઠી નહિ. ઘાટપર બેશી રહી.

ચિંતાઓના મહાસાગરમાં સ્નેહલતા આથડવા લાગી. " સુકુમાર તો કલકત્તા ગયો પણ અજીતકુમાર તો ગયો નહિ. તે પેલી સુન્દર નૌકા અજીત કુમારની છે પરંતુ તે તરતમાં જાય એવું જણાતું નથી, પણ અજીતકુમાર નામર્દ નથી અને કદી તે ન જાય તો મારી સર્વ ધારણાઓ—યુકિતઓ વ્યર્થ જાય ને બાજી બગડે તે જુદી. "

આવી રીતના વિચારોમાં તે એટલી તો તલ્લિન બની હતી કે પોતાની આશપાશનું પણ ભાન રહ્યું નહિ. આ વિચારો દરમ્યાન એક વૃદ્ધાએ તેની પીઠ ઉપર પોતાનો હાથ ઠોકયો અને વિચારમાંથી જાગૃત કરી. " કોણ " કહી લતા ઝબકી ઉભી થઇ ગઇ. પોતાની પાછળ વૃદ્ધાને ઉભેલી જોઇ.

" શું વિચારમાં પડયાં છો ? " વૃદ્ધાએ પુછ્યુ.

વૃદ્ધાને જોઇને લતાને ધીરજ આવી ને બોલી " કોણ તમે ! શું કંઇ નવીન છે ? ખબર તો સારા છે ને ? "

" ખબર સારા છે. અત્યારલગી તું અહિં શું કરતી હતી ? "

" રહેજ—પણ તે પેલો કયાં ? "

" તે આવે છે. હું હમણાં જ જોઇ આવી. " વૃદ્ધા બેસવાની ચેષ્ટા કરવા લાગી,

સ્નેહલતા તેને બેસતાં અટકાવી બોલી. " ના ના તમે અહિં બેસો નહિ. તમે જાઓ. તે જ્યારે આવે છે ત્યારે તમે જાઓ. હું હમણાં નૌકામાં બેશી કલકત્તા તરફ જાઉં છું. તમે ઘેર સંભાળી રાખજો "

" જેવી તમારી ઇચ્છા " વૃદ્ધા તેની નેમ સમજી કશું ન બોલતાં ચાલી ગઇ. ગંગાઘાટે સ્નેહલતાના હાવભાવ જોઇ આવતા જતા લોકો સન્દેહ કરવા લાગ્યા. " છોકરી નાશી જતી હતી હશે " એકે અનુમોદન આપ્યું. બીજાએ કહ્યું " એ કોઇ બદમાશ જણાય છે, " ત્યારે

ત્રીજાએ પુરવણી કીધી કે "એ ડાકણનું મગજ ફરી ગયું છે." વગેરે શબ્દો સ્નેહલતાના કાનનીસાથ અથડાવા લાગ્યા પણ કોઇએ પણ સ્નેહલતાને પુછવાની હિમ્મત કરી નહિ. એક કંદોઇનો છોકરો કે જે સ્નેહલતાથી ચાર પાંચ વર્ષ નાનો હતો તેણે પુછવાનું સાહસ સ્વીકાર્યું. તે પોતાની દુકાને ગયો અને આખે શરીરે વાની લગાવી અને મોં હાથ ઉપર સીન્દુરના ડાગ કર્યા, કાંધ ઉપર ઘણું જ મેલું એક કપડું નાંખ્યું, અને કમ્મરપર પણ માત્ર પાછળનો ભાગ ઢંકાય એવડું જ પોતીયું પહેર્યું. આવા સ્વાંગમાં તે લતાની સમીપ ગયો અને બે હાથ કેડે ટેકવી પૂછયું. "અરે! ઓ બાઇ! હું કોણ છું ઓળખે છે? શું વિચાર કરે છે? કયાં જવું છે? હેં."

સ્નેહલતા આવેલ છોકરાનો ચ્હેરો તપાશી જોવા લાગી અને બોલી "તું પુછનાર કોણ રે છોકરા! જા બચ્ચા તારી દુકાને જા." અને એક ધીમો તમાચો ખેંચી કહાડયો. છોકરો બુમો મારતો મારતો ચાલ્યો ગયો અને પોતે જીત્યો હોય એમ બધા પાસેથી કંઇક ઉઘરાવવા લાગ્યો.

થોડીવારે અજીતકુમારની નૌકા પણ રવાના થઇ અને સ્નેહલતા ઉઠી પોતાને રસ્તે પડી.

———:o:———

# પ્રકરણ ૧૧ મું.

## "શયતાની"



અજીતકુમારે કલકત્તા પહોંચ્યા બાદ પ્રથમ કાર્ય સુકુમારને મળવાનું કર્યું. પ્રથમથી જ તેઓએ સંકેતસ્થાન ચોકશ કરી રાખ્યું હતું. સંધ્યા સમયે અજીતકુમારે બાગબજારના બગીચા પાસેના એક ઘરમાં પ્રવેશ કર્યો. નીચેના માળમાં કોઇ પણ દ્રષ્ટિગોચર થયું નહિ, તેથી તે ઉપરને માળે ગયો; જ્યાં સુકુમાર તેની રાહ જોઇ બેઠેલો હતો. અજીત કુમારને જોતાં જ નમસ્કાર કર્યા અને બેસવા આસન આપ્યું. અજીતકુમારે કહ્યું "હું બેસવા આવ્યો નથી પણ તમારી સ્નેહલતા——"

તેને બોલતો અટકાવી વચ્ચે જ સુકુમાર બોલી ઉઠયો "મારી સ્નેહલતા શાની ? હવે હું તેનો રહ્યો નથી."

" એમકે ? વારૂ પણ તે શયતાની સ્નેહલતા કલકત્તામાં આવી પહોંચી છે."

સુકુમાર વિસ્મય થતાં બોલ્યો. " શું કહો છો ? જ્યાંસુધી હું તેને જોઉં નહિ ત્યાંસુધી હું સાચી વાત માનું નહિ."

" હમણા તમને મારી વાત ઉપર વિશ્વાસ આવતો નથી પણ તમે તેને તરત જોવા પામશો. ખાસ તમને મળવા જ તે અહિયાં આવી છે."

" મને મળવાને ! વધારે અજાયબ થતાં સુકુમારે કહ્યું."

" હા. એ કહેવાને જ—તમને ચેતવણી આપવાને જ વાસ્તે હું અહિં આવ્યો છું. આપણા યુદ્ધમાં હું મરૂં છું કે જીવું છું તે જોવાજ આવી છે. જ્યારે તે મારો મૃતદેહ જોશે, ત્યારે જ નિશ્ચિંત થશે. હવે તમને એક વાત સમજાવવાની છે. તે કેવી શયતાની છે, તેનું મજબુત પ્રમાણ આજ મળશે. તમે તેની સાથે સદ્ભાવથી વર્તશો અને સરલતાથી વાતચિત કરશો. તે જે કંઇ કરવાનું તમને કહે તે કરવા સ્વીકૃત થજો. કોઇ પણ જાતનો ભય રાખશો નહિં. હું તમારી સાથે જ રહીશ."

" એ તો હું બરાબર સમજું છું." સુકુમારે હસીને કહ્યું. " જ્યારે આપ મારા સહાય્યક છો તો હું યમાલયમાં પણ જતાં ડરૂં નહિં. હમણાં જ જણાઇ રહેશે કે તે શયતાની શું કરવા માગે છે."

" હવે વધારે બોલવાનો સમય નથી અને હું બોલવા પણ માગતો નથી. આ ચાલ્યો—પણ તમે ખુબ સાવધાન રહેજો."

અજીતકુમાર છેલ્લા શબ્દ "સાવધાન રહેજો" કહેતાં કહેતાં અદૃશ્ય થઇ ગયો. સુકુમાર તેના ગયા બાદ હવાખાવા બ્હાર ફરવા નીકળ્યો.

રાત્રીના આશરે દશ વાગ્યાને સુમારે એક વ્યકિત આવી સુકુમારના પથ ( રસ્તા ) નો અવરોધ કરતી ઉભી રહી. સુકુમાર તેના પાસેથી પસાર થઇ જવા પ્રયાસ કરવા લાગ્યો ત્યારે તે વ્યકિત બોલી. " બાબુ તમારે એક વખત મારી સાથે આવવું પડશે."

" ક્યાં ? " સુકુમારે ભયમિશ્રિત આશ્ચર્યતાથી પુછ્યું. "અને ક્યાંથી આવો છો ?"

" અહિં નજદીક જવાનું છે અને ત્યાંથી જ આવું છું."

" તમે મને ઓળખો છો ? " સુકુમારે તેની તરફ ટીકી ટીકી જોતાં કહ્યું.

" જી, હા. "

" હું કોણ છું ? "

" અમારા મુનીમ સુકુમાર બાબુ "

અનુચરનો ઉત્તર સાંભળી સુકુમાર સડક બની ગયો અને મનમાં બોલ્યો. " હત, ત્હારી—આખરે આવી પહોંચી. " અનુચર પ્રતિ " મને કોણ બોલાવે છે ? "

" જી, અમારી શેઠાણી સ્નેહલતા. "

" દૂર, લુચ્ચા. ત્યારે તો હું તારો મુનીમ હોઇ શકું જ નહિ પણ ફીકર નહિ, ચાલ હું આવું છું. "

સુકુમાર અનુચર પાછળ પાછળ ગયો. કેટલેક દુર ગયા પછી અનુચરે એક બે માળના ઘરમાં પ્રવેશ કર્યો. સુકુમારે કંઇ બોલ્યા વિના તેની સાથે જ પ્રવેશ કર્યો. અંદર સુકુમારે જોયું કે અહિં પણ પ્રેતવનના ઘર જેવું જ સુશોભિત ઘર છે. તે ઓરડાની દરેક ચીજ જોવામાં પોતાનું ચિત્ત લગાવે તે અગાઉ સ્નેહલતાએ ઓરડામાં પ્રવેશ કર્યો અને બોલી " તમે પધાર્યા ? "

" અહો લતા ! તમે અહિં ક્યાંથી ? " વિસ્મય બનતાં સુકુમારે પૂછ્યું.

" સ્હેજ "

" તમે મને અહિં તેડાવ્યો છે ? અને શામાટે ? "

સ્નેહલતા હસતાં બોલી. " આવા પ્રશ્નો કેમ પુછો છો ? ગભરાઓ છો કેમ ? મારા નોકરે તમને કારણ સમજાવ્યું નથી ? "

" એ બરોબર પણ મને એના પર ભરૂંસો નથી. "

" એ ખરૂં છે. હલકા લોકોના બોલવા પરથી બધી વાતનો ભાવ સમજાય નહિ એ બરોબર છે, તો ચાલો હું તમને કહું. " લતા એક ખુરશીપર જગ્યા લેતાં બોલી.

સુકુમાર સામેના કોચપર બેઠો અને થોડી ક્ષણ બાદ બોલ્યો " તમે ક્યારે આવ્યાં છો ?

" તમારી પાછળ આવી છું અને તમને એક બીજી વધામણી આપું છું કે અજીત પણ અત્રે આવ્યા છે. "

સુકુમાર વ્યગ્રચિત્તે લતા તરફ જોઇ રહયો અને બોલ્યો " એમકે ? વારૂ, ત્યારે તો યોગ્યજ થયું છે ત્યારે તો એ પત્ર પણ અજીતકુમારનો જ."

" કયો પત્ર, સુકુમાર ! " લતાએ કપાળ ઉપરનો પરસેવો લુછતાં લુછતાં કહ્યું.

" આજે સંધ્યા સમયે એક પત્ર મળ્યો છે તેમાં લખ્યું છે કે હુ ત્યાં આવવા તૈયારી કરૂં છું યોગ્ય સમયે મળીશ. આ ઉપરથી ધારૂં છું કે એ પત્ર તેમનોજ હશે.

" હા, અવસ્ય તેનો જ હશે. મેં તો તમને અગાઉથી જ કહ્યું હતું કે તે નામર્દ નથી. તે નક્કી તમારી સાથે યુદ્ધ કરશે."

" હું પણ તૈયાર જ છું. " સુકુમારે હસતાં હસતાં કહ્યું.

" પરમાત્મા તમારો જય કરો. તમારે હાથે મારો શત્રુ મરણ પામો. હું તમને મારા ખરા જીગરથી ચાહું છું. હું તમને મારૂં જીવન અર્પી સુખી બનાવીશ ને થઇશ. જુઓ સુકુમાર જ્યારે હું તેના મૃતદેહને નજરે જોઇશ ત્યારે જ હું માનીશ કે હવે મારો શત્રુ વિનાશ પામ્યો છે. અને એટલા માટે જ અત્રે આવી છું. તમે મને ઘણા જ પ્રિય છો, તમે મારૂં સર્વસ્વ છો. તમે તેનું ખુન કરો. બસ, એટલે આપણે ખરાં સ્વતંત્ર ! " ઉલ્લાસમાં આવી જતાં લતાએ કહ્યું.

સુકુમારે મનમાં વિચાર્યું કે અજીતકુમાર સાથે થયેલો મારો મેળાપ લતા જાણવા પામી નથી. તે સદ્ભાવ ધારણ કરી બોલ્યો. " ખરેખર તમારા જેવું રમણિય રત્ન જેને પ્રાપ્ત થશે એ ભાગ્યશાળી બનશે. તમે મને કાર્ય સંપૂર્ણ થયા બાદ ભાગ્યશાળી તો જરૂર બનાવશો ને ? "

સ્મિત વદને લતા બોલી. મને હવે વધારે શરમાવો નહિ. હું તમને ચાહું છું. એ તમે હવે ખરૂં માનો. " માથાપર કપડું તાણતાં નખરો કરતાં ફરી બોલી. " વારૂ પણ તમે પરિણામ શું ધારો છો ? અને યુદ્ધ ક્યાં કરશો ? "

"એ શું સવાલ પુછો છો ! ખરેખર, સ્ત્રીઓ જગતમાં અક્કલ લઇને અવતરી જ નથી એમ કહેવાય છે તે સત્ય જ છે. વળી પરિણામ શું ધારવું હોય ! તમારે તો મને જીવતો જ ધારવો જોઇએ કની ?"

સ્નેહલતા પોતાની ભુલ સમજતાં સુકુમારના પગમાં પડતાં બોલી "ગાંડા થયા છો કે શું ? હરિ હરિ ! તમારૂં અનિષ્ટ હું કેમ ધારૂં ?"

સુકુમાર મન સાથે બોલ્યો. "બચ્ચાજી હવે એ દિવસો ગયા. પહેલાં હું એ ચાલાકીમાં છેતરાતો પરંતુ હવે એ દિવસ નથી. અજીત કુમારના પ્રતાપથી સુકુમારને હવે કંઇં અક્કલ આવી છે." સ્નેહલતા તરફ જોઇ બોલ્યો. "તમને કહું તેમાં કશો વાંધો નથી. યુદ્ધની જગ્યા મુકરર થઇ છે પણ મારો ઉતારો કયાં છે તે તમે જાણો છો ?"

સ્નેહલતા ડોક હલાવી ના પાડતાં બોલી. "ના, જો ખબર હોત તો હું કયારનીએ મળવા આવી હોત. તમે બાગબજાર તરફ ગયા છો એટલું જ માત્ર જાણવા પામી હતી અને એટલા સાધન ઉપરથી તમને મળવા ભાગ્યશાળી બની છું. મારૂં નશીબ બળવાન છે તેથીજ તમારો જલદી ભેટો થયો." સુકુમારને ચઢાવતાં સ્નેહલતાએ કહ્યું.

"બરાબર છે. તમારૂં નશીબ સારૂં અને સાથે મારૂં પણ બળવાન છે કારણ કે અજીત પણ અહિં આવી ગયો. હું બાગબજારના બગીચાની સામેના ઘરના બીજા માળામાં રહું છું, ત્યાં આસપાસમાં વસ્તી પણ નથી તેથી યુદ્ધ કરવાનું ત્યાં ઠીક પડશે એમ ધારીને તે સ્થાન નકકી કર્યું છે.

"વારૂ, પરંતુ કયાં શસ્ત્રથી યુદ્ધ કરશો ?"

"તરવારથી. વળી બીજું તે શું હોય. ?"

"તરવાર નહિ, તે તરવારના પટામાં ઘણો જ હુંશિયાર છે. તમે પીસ્તોલથી યુદ્ધ કરજો."

"તરવાર ફેરવવામાં હું શું ઓછો છું ? અજીત મારી બરોબરીમાં ઉભે એવું ઘડીભર પણ માનશો નહિ." અજીતના ઘરમાં રાત્રે થયેલું યુદ્ધ સ્મરણમાં આવતાં કંપારી છુટી પણ મનોભાવ છુપાવી ફરી બોલ્યો. "પણ પીસ્તોલમાં હું ફાવીશ નહિ."

"ના. ના. સુકુમાર તમે અજ્ઞાત છો. તે તરવારની બાજીમાં ઘણોજ દક્ષ અને અજીત છે."

"હુંશિયાર હોય તેથી શું થયું? હું તો તરવારથી જ લડીશ. કલકત્તામાં પીસ્તોલના અવાજથી પકડાવાનો સંભવ. આ કાંઈ ત્રિવેણી ન હોય સમજ્યાં?"

સ્નેહલતા વાતનો મર્મ જાણી ગંભીર ભાવે બોલી. "અને તરવારો તમને હું આપીશ. હું એવી યુક્તિ કરીશ કે અજીતનો નાશ જરૂર થાય."

સુકુમાર વિસ્મય થતાં બોલ્યો. "એ શું લતા?"

"જુઓ. હું તમને બે તરવાર આપીશ. તેમાં એક તરવારનો સ્પર્શ જેવો અજીતકુમારના અંગ ઉપર થશે કે બસ. તેજ વખતે મૃત્યુ વશ."

સુકુમાર ગભરાતો બોલ્યો. "શું તમે તરવારમાં વિષ લગાડશો?"

સ્નેહલતા, ગુસ્સાથી લાલ બનતાં બોલી. "તેમાં શું નુકશાન છે?" હું તેમજ કરીશ ને બસ કરીશ. શસ્ત્ર–તલવાર લાવું છું."

સ્નેહલતા પાસેના ઓરડામાં જોસભેર ચાલી ગઇ. થોડી વારમાં બે તલવાર લઇને ઓરડામાં દાખલ થઇ ને બોલી. "લ્યો સુકુમાર! આ તલવારો લ્યો."

સુકુમાર તલવાર જોતાં બોલ્યો. "આમાંથી હું કઇ લઉં?"

"આ તમે લેજો. જુઓ આ ચીન્હ રહ્યું." એક ચીન્હ બતાવતાં કહ્યું.

ચિન્હ જોઇ સુકુમાર બોલ્યો. "પણ કદી અજીતકુમાર મારૂં આપેલ શસ્ત્ર ગ્રહણ ના કરે અને પોતાના શસ્ત્રથી લડે ત્યારે?"

"તો પણ શું! કારણ કે તમે તો તમારા શસ્ત્રથી યુદ્ધ કરશો તોપણ તેમાં તમને નુકશાન નથી."

સુકુમાર મનસાથે બબડવા લાગ્યો. "અજીતકુમારે મને બરાબર જ કહ્યું હતું. સ્નેહલતા એક પુરી શઠતાની છે. પોતાનો મનોભાવ છુપાવતાં સુકુમાર બોલ્યો. "ત્યારે હું રજા લઉં છું." તલવારો બન્ને પોતાના તાબામાં લીધી.

"થોભો, બન્ને તરવારો પ્રથમ મ્યાન કરો અને ઉપર વસ્ત્ર વીંટી લ્યો, નહિં તો રસ્તામાં પકડાઇ જવાનો સંભવ છે"

"વારૂ" કહી સુકુમારે તલવાર મ્યાન કરી ઉપર વસ્ત્ર વીંટી લીધું.

"હવે ત્યારે બધી આશાનો ભરોંસો તમારી ઉપર છે. હવે તમે કયારે મળશો ?"

"જો બચીશ તો યુદ્ધ બાદ તરત જ મળીશ."

સ્નેહલતા સુકુમારના સન્મુખ આવી બોલી "એક વાતની પ્રતિજ્ઞા ક્યો કે અજીતકુમારનું ખુન કરી તરત જ આવીશ અને તેનું મૃતદેહ જરૂર બતાવીશ."

"એ મુશ્કેલ છે."

"સુકુમાર! જ્યારે મૃતદેહ બતાવવું અસંભવિત છે ત્યારે તમે ખુન કરશો એમ પણ મારાથી કેમ માની શકાય ? મને પણ ખુનની વાત અસંભવિત લાગે છે. જ્યાંસુધી તેનુ મૃતદેહ હું જોઉં નહિં ત્યાં સુધી હું સત્ય માનું નહિ. વળી વધારામાં એટલું પણ કહું છું કે તેના મૃતદેહના જોયાબાદ ત્રીજે દહાડેજ હું તમારી સાથે લગ્ન કરવા બંધાઇશ અને લગ્નબાદ તમે મારી અતુલ સંપત્તિના માલીક થશો અને હું તમારી ધર્મ પત્ની કહેવાઇશ. તમને હું પણ દેવતાને સાક્ષિ રાખી "પ્રાણનાથ" નામથી સંબોધીશ. હું બ્રાહ્મણ સાથે ઠીક વ્યવસ્થા કરી રાખું છું. બોલો તમે મૃતદેહ બતાવવા બંધાઓ છો ?"

સુકુમાર, દીર્ઘ નિશ્વાસ નાખતાં બોલ્યો. "વારૂ. ચાલો તેમ કરવા હું તૈયાર છું."

સુકુમાર બન્ને શસ્ત્રો લઇ ત્યાંથી રજા લઇ નીકળી પડયો.

સુકુમાર ઘેર આવતાં જુએ છે તો અજીતકુમાર પોતાની રાહ જોતો બેઠો છે. સુકુમારને જોતાંજ અજીત બોલી ઉઠયો. "કેમ લતા સાથે મેળાપ થયો કે ?"

"હા, થયો." કહી બન્ને તલવાર બહાર કહાડી અજીતને બતાવતાં બોલ્યો. "આપ પરમાત્મા સ્વરૂપ છો, આપ સર્વ કંઇ જાણો છો."

"હું દેવતા નથી પણ સંયોગના આધારે બધું કહી શકું છું." દેવતા નથી તો પણ તેની થોડાં તેનાં કામ કરી શકું છું ખરો. પણ આ તલવાર શા માટે લાવ્યા ?" હસતાં અજીતે પ્રશ્ન કર્યો.

"યુદ્ધ માટે" હાસ્યસહીત ઉત્તર વાળ્યો.

અજીતકુમાર, હા, હા, કરી બોલ્યો "ત્યારે ફરી એકવાર દેવતા

બનવા દ્યો. સ્નેહલતા તલવાર આપતાં શું બોલી ? ”

“ તેણીએ કહ્યું કે એક તલવારપર ઝેર લગાવ્યું છે અને મારે તે તરવારથી યુદ્ધ કરવું છે. વળી કહ્યું છે કે તે તરવારનો અજીતને જેવો સ્પર્શ થશે કે તરત જ અજીતનો પ્રાણ જશે. ”

“ કઈ તલવારપર ઝેર છે. ? ”

સુકુમારે ઝેરવાળી તલવારપરનો દાગ બતાવી તે અજીતકુમારના હાથમાં આપી. અજીતકુમાર બીજી તલવાર હાથમાં લેતાં બોલ્યો “ ત્યારે શું આ તલવારપર ઝેર નથી. ? ”

“ ના. ”

“ વાહરે મારા ભોળા રાજા ! એમ તે બને ! આતો આપણુ બન્નેનું મૃત્યુ એક જ સમયે થાય એવી યુકિત કરેલી છે. ”

સુકુમાર નાની ધીમી ચીશ પાડી બોલ્યો “ હં ! આપ શું કહો છો ? ”

“ માત્ર બોલું છું એટલું જ નહિં પણ ચાલો ખાત્રી કરી આપું. ” એમ કહી પોતાની સાથે લાવેલ પીંજરામાંથી બે જીવતા ઉંદર કહાડયા. ” જીવતા ઉંદરને જોતાં સુકુમાર બોલી ઉઠયો. ” જીવતા ઉંદર રાખવાનું કારણ ? ”

“ ખાવાની વસ્તુઓની પરિક્ષા કરવા માટે અમારે જીવતા ઉંદરો રાખવાની જરૂર પડે છે. હવે જુઓ આ પહેલાં એક તલવાર ઉંદરપર ફેરવીએ. સારી રીતે ઘા કરવાની જરૂર નથી. માત્ર લોહી સાથે તલવારનો સ્પર્શ થાય એમ કરો ”

સુકુમારે તેમ કર્યું. ઉંદર તરફડીયાં મારવા લાગ્યો. તેનું અંગ કઠણ પાણા જેવું થઇ ગયું અને થોડીવાર પછી સ્વધામ પધારી ગયો.

“ હં, હવે બીજી તલવાર જેને તમે વિષવિનાની ધારો છો તેની પરિક્ષા આ બીજા ઉંદરપર અજમાવો. ” અજીતે બીજો ઉંદર આપતાં કહ્યું.

સુકુમારે બીજા ઉંદરપર પણ એવી રીતે જ ઘા કર્યો. તે પણ પહેલાની માફક તરફડીયાં મારી પડી રહ્યો. આ જોઇ સુકુમારથી ધીમી બુમ મરાઇ ગઇ અને જીભ બહાર, ભયને મારે નિકળી આવી. અંગ ઠંડું પડી ગયું અને બોલી ઉઠયો. “ હરિ, હરિ ! કેવી શયતાની ? કેવી ડાકણ ? ”

"કેમ સુકુમાર ! હવે મારી ઉપર વિશ્વાસ આવ્યો ? મેં આગળથી જ કહ્યું હતું કે મારૂં ખુન કર્યા બાદ તમે પણ બચી શકશો નહિ. હવે ખાત્રી થાય છે ?"

"હવે મને તમારાપર બિન્દુમાત્ર પણ અવિશ્વાસ આવતો નથી. અરે ભગવાન ! હું કેવી શયતાનીના પ્યારમાં પડયો હતો ! હરિ ! હરિ !"

"કેમ સુકુમાર, હવે તમે તેની સાથે લગ્ન કરવા ઇચ્છો છો ?" મશ્કરી કરતાં અજીતે પુછયું.

"ના, રે બાપા ના, તમે ગાંડા થયા કે શું ? જે મારૂં ખુન કરવા ઇચ્છે, તેની સાથે હું પરણવા ઇચ્છા કરૂં ?

"પણ સ્નેહલતા તમારીપર શંકા તો નહિ લાવેની ?

"ના, તે સમજે છે કે હજી હું તેનો જ છું "

"વારૂ, અપરાધીને મુઠીમાં રાખી તપાસ કરવી એજ ખરા ડીટેકટીવનું કર્તવ્ય છે."

અજીતકુમારે ઘરના બધા દરવાજા બંધ કરવા ફરમાવ્યું અને નીચે પણ બધું બંધ કરવા કહ્યું. સુકુમારે હુકમાનુસાર બધાં બારણાં બંધ કર્યાં અને અજીતકુમાર પાસે આવી બેઠો.

ઉભયે કંઇ ખાનગી મશલતમાં મશગુલ થયા.

———:o:———

# પ્રકરણ ૧૨ મું.



## મૃતદેહ



સુકુમારને હતાશ થઇ ગયેલો જોઇ અજીતકુમાર બોલ્યો "સુકુમાર, હું જાણું છું કે તમે મારી યુક્તિ જોઇ વિસ્મય બન્યા છો અને સાથે ગભરાટ પણ છુટયો જણાય છે. પણ એમાં એવું કંઇ નથી.

મારી સાથે થોડા દિવસ રહેવાથી તમે પણ એ કાર્યમાં કુશળ બની જશો. ડીટેકટીવોને જેટલા ગુણોની જરૂર છે તેટલા ગુણો મેળવતાં મને ઘણોજ શ્રમ પડયો છે. ડીટેકટીવોને જેટલી સ્થિર અને ચતુર દૃષ્ટિ રાખવાની જરૂર છે, તેટલાજ પ્રમાણમાં દૃષ્ટિશક્તિ મેળવવાની પણ જરૂર છે; અને મેં તેના વાસ્તે ઘણીજ મહેનત લીધી છે ને આજે ફતેહ પામ્યો છું. વળી તમો જેટલું અનુમાન ન બાંધી શકો તેટલુંજ અનુમાન અમો બાંધી શકીએ. સ્નેહલતાના જીવનમાં જે જે ઘટના બની છે તે સર્વે હું જાણું છું; તેને શું જોઇએ છીએ તે પણ જાણું છું. તેણે આજસુધી પોતાને જોઇતી ચીજ મેળવવા જે જે પ્રયાસો કર્યા છે તે પણ જાણું છું અને તેથીજ હમણાં તે કઇ ચાલ ચાલે છે તે જાણતાં વખત લાગતો નથી. હવે એ વાત મુકી આપણે આપણો વિચાર કરીએ. સ્નેહલતા એમ કર્યાથી બરાબર આપણા હાથમાં સપડાશે એવું તો હવે તમે બરાબર માની શકો છો ને ?"

સુકુમાર ડોકું હલાવી બોલ્યો. " હા, હું જાણું છું, કારણ કે તે હજુ મારામાં સોળ આના વિશ્વાસ રાખે છે અને તેથી તે આપણા હાથમાં જ છે. "

" વારૂ ત્યારે હું એને ઉંડા પાણીમાં જ રમત કરાવું છું જ્યારે તે મારા ઉપર અતિ અત્યાચાર કરશે ત્યારે જ તેને સપડાવીશ એ ઉંદરો કેવીરીતે મરણ પામ્યા તે તો તમે જોયું કે નહિ ! "

" હા, બરાબર જોયું "

" માણુસના શરીરમાં પણ આવી જ રીતે ઝેર પ્રવેશ કરે અને તે પણ આવીજ રીતે મરે. "

" બરોબર "

" વારૂ ત્યારે મારૂં મૃત્યુ કેમ થયું અને મરવા વખતે કેવી સ્થિતિ થઇ હતી તે તો લતાને સમજાવી શકશો કે નહિ ? "

" હા, હવે હું તમારી મતલબ સમજ્યો " સુકુમાર અટ્ટહાસ્ય કરી બોલ્યો.

" અમારે બધાં કામો ભવિષ્યના વિચાર કરીને જ કરવાં પડે છે. સ્નેહલતા ઘણી જ ચતુર છે. તે જો પુરૂષ હોત તો પાકો ડીટેકટીવ

અનત. તેની સાથે અમારે ખરી ચાલાકીની ચાલ રમવી પડે છે. તમને પણ તેની ચાલના કેટલાક રસ્તાઓથી જાણીતા કરવા પડશે."

"હું તમારો ચેલો થઇશ. મને એમાં ઘણો જ આનંદ આવશે."

"તમે મારી બાબતમાં કશો પણ વિચાર ન કરશો, મારે જે જે કરવાનું હશે તે તે હું કરી રાખીશ. તમે થોડા વખત પછી તેની પાસે જાઓ. ખુન કર્યા બાદ માણુસ જેમ વ્યગ્રસ્થિતિમાં ચાલે તેમ ચાલવું, તમારે હાથ પગ અને આખું શરીર કંપાવતા રહેવું. ગળામાંથી સ્વર બરાબર ન કહાડવો. બોલતાં બોલતાં અટકી જવું અને પછી જાણે કેમ એ દૃશ્ય જોતા હોઇએ તેમ એક ધીમી ચીસ પાડી ઉઠવું. સમજો છો ના? પણ આ બધો ખેલ કરવામાં પણ હદ છોડશો નહિ. તે તમને આશ્વાસન આપશે અને મારું મૃતદેહ બતાવવાનુ કહેશે. તમે થોડી આનાકાની બાદ અત્રે તેડી આવજો."

સુકુમાર, અજીતકુમાર સામે શંકિત દૃષ્ટિથી જોતાં બોલ્યે. "પણ આપ ખુબ સાવધાન રહેજો"

"તમે ગભરાઓ છો કેમ ?"

"આપ મરણુ પામ્યા છો કે નહિ તેની તે બરાબર તપાસ કરશે."

"અરે ગમે એવી રીતે તપાસે તે માટે તમે કશી ધાસ્તી ન રાખશો અમે એ કાર્ય કેવી રીતે પાર ઉતારીએ છીએ તે તમે પછી ધીરે ધીરે જાણુશો. હવે જાઓ પણ પેલી ઝેરવાળી તલવારથી કેમ મરણુ થયું તેનું વર્ણન ભુલતા નહિ."

અજીતકુમાર અને સુકુમાર જુદા પડયા. અજીતકુમારે જુદા પડતી વખતે કહ્યું "ધ્યાન રાખજો કે દરેક ભયની પાછળ હું ઉભો જ છું અને દરેક વખતે હું તમારી પાછળ જ હોઇશ."

સુકુમાર વાતનો સાર સમજી બોલ્યો "હવે કોઇ વાતની પરવા નથી."

અજીતકુમારના ગયા બાદ સુકુમાર મનમાં બોલ્યો "કામ વધ્યું જાય છે. સ્નેહલતા મારું ખુન કરવા માગતી હતી તે પણ જણાઇ આવ્યું. હશે તે જ્યારે અજીતકુમારનો મૃત દેહ જોશે ત્યારે ખરી ખબર પડશે. જ્યારે તેણી જાણુશે કે અજીતકુમાર ખરેખર મરણુ પામ્યો છે ત્યારેજ

તે મારૂં ખુન કરશે. કેવું આશ્ચર્ય ? ખરેખર ડીટેકટીવગિરી ઘણી જ મજાની છે."

એ પ્રમાણે વિચાર કરતો કરતો સુકુમાર કેટલોક વખત ઘરમાં જ રહ્યો. પછી થોડા વખત બાદ સ્નેહલતાના ઘર તરફ જવાને પ્રયાણ કર્યું.

સ્નેહલતાના ઘરપાસે જતાં માલમ પડયું કે ઘરના દરવાજા ખુલ્લા પડયા છે. સુકુમારે કશો પણ ભય રાખ્યા વિના ઘરમાં પ્રવેશ કર્યો અને એક સુન્દર ઓરડામાં તે દાખલ થયો; ત્યાં કોચ ઉપર પોતાની જગ્યા લીધી. થોડી પળ બાદ લતા પણ આવી. આજે ઓચિંતો સુકુમારને આવેલો જોઇ તેમજ તેની ગભરાયલી સ્થિતિ જોઇ તે ઘણીજ વિસ્મય બની અને પુછ્યું. "શું થયું છે સુકુમાર ! ગભરાયલા જેવા કેમ લાગો છો !"

"અહો !" સુકુમારે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"શું છે ! શું બન્યું !" લતાએ વધારે ત્વરાથી પુછવા માડયું.

"અરે લતા ! લતા ! અરે—"

"બરાબર ખુલ્લું કહો, કામ પુર્ણ થયું ?"

"હા કર્યું છે, ખુન કર્યું છે એમ—" જાણે કોઇથી બીહનો હોય એમ આળા કરતો સુકુમાર આસપાસ જોવા લાગ્યો.

"શું તે મરણ પામ્યો !" વચ્ચમાં જ લતાએ પુછ્યું.

"અરે ! ભગવાન હું નરઘાતક ઠર્યો—"

"સ્પષ્ટ કહો કે એ મરણ પામ્યો તે સત્ય છે ?"

"અરે કેવું ભયાનક ? લતા કેવું ભયાનક ?"

"શું ભાયાનક ?"

"અરે લતા, લતા ! મારો તારી સાથે શામાટે મેળાપ થયો ? અજીતકુમારે મારૂં ખુન શામાટે ન કર્યું—અરે પ્રભુ પ્રભુ ! શું કહું ! અરે તેનું મ્હોત કેવી કંગાલ સ્થિતિમાં થયું. કેવા પછાડા માર્યા ! શું દુઃખ ! શિવ શિવ બચા—" ધીમી ચીશ પાડી. કોચપર ઢળી પડયો અને લવવા લાગ્યો, "અને પછી—ઓ લતા શું કહું ? અને પછી તે થોડી વારે મને વિશ્વાસઘાતક કહી બે વાર પગ પછાડી મૃત્યુ પામ્યો.

" તમે નરઘાતક ! કદી નહિ. નરઘાતક તો તે હતો, તમે દુઃખી થાઓ નહિ."

" પણ તેથી શું ? હું તો વિશ્વાસઘાતક બન્યો. "

" અફસોસ ન કરો. તમે યોગ્ય કાર્ય કર્યું છે. "

" યોગ્ય નહિ પણ અયોગ્ય થયું છે. પણ લતા શું તેનું કમોત"

" વધારે ન બકો હું બધું જાણું છું "

" તેણે મારી વિષે તમને શું કહ્યું હતું તે હું બધું જાણું છું. તેણે તમને સમજાવ્યું હતું કે જ્યારે તમારૂં કાર્ય પુરૂં કરશો ત્યારે સ્નેહલતા તમારાથી દગો રમશે, પણ હવે તે મરણ પામ્યો છે. હવે તમને ખાત્રી થશે કે હું તમને કેટલા પ્રમાણમાં ચાહું છું. તમારી પત્નિ થઇ તમારૂં પુજન કરીશ ત્યારે જ તમે સમજશો કે હું તમને ઠગતી હતી કે કેમ ?

આ પ્રતિઉત્તર સાંભળી સુકુમારને થંડક વળી અને મનમાં બોલ્યો " સારૂં થયું તે આજનો બનાવ જાણતી નથી. " લતા તરફ જોઇ બોલ્યો. " તેણે એમ કહ્યું હતું તે તમે કેમ જાણ્યું ?"

" એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. એવી રીતે તો તે ત્યાં બોલતો હતો અને તમને પણ બોલાવીને કહ્યું હતું. "

" દુર રહો, એની વાતનો વિશ્વાસ કોણ કરે ? જેનું ખુન કરવા મેં પ્રતિજ્ઞા કરી હતી તેની સાથે જ હું વાતચીત કરવા તેને ઘેર જાઉં. ? "

" હશે ! વારૂ સુકુમાર, સાચું કહો જોઇએ કે તે મરણ પામ્યો એ સત્ય છે ? "

" જરૂર મરણ પામ્યો છે. શું તમને વિશ્વાસ નથી આવતો ? ત્યારે તો તમે અવિશ્વાસુ જણાઓ છો ? "

" નહિ, કદી નહિ. મને તમારા પર પૂર્ણ વિશ્વાસ છે. "

" ત્યારે આવી વાત કેમ કહો છો ? "

" તેનું મરણ કેમ થયું તે કહો તો. "

" અરે કેવું ભયાનક ! તેના અંગ ઉપર શસ્ત્ર ઘાત કર્યો કે તર-

તજ તરફડીયાં મારતો પડયો અને આમતેમ પછાડા મારવા લાગ્યો. છેવટે તેણે મારી તરફ ક્રુર દૃષ્ટિ કરી અને "નરઘાતક" બોલી મૃત્યુ વશ થયો; અરે! જેવી રીતે અર્ધ કપાયલ બકરો જેમ પછાડી મારે તેમ તે બીચારો મારતો હતો શું કરૂણાજનક દેખાવ! હરિ હરિ!" સુકુમારે દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

"વારૂ, ત્યારે તેનો મૃતદેહ કયાં છે?"

"ત્યાં જ."

"ચાલો ત્યારે મારે મૃતદેહ જોવો છે."

સુકુમારે વિસ્મય બની પુછયું. "શું તમારે મૃતદેહ જોવો છે? ના, નહિ બને."

"તમારે બતાવવો જ પડશે."

"અને કદી ન બતાવું તો?"

"તો તમે ખુન કર્યું નથી એમ શા માટે ન માનું?"

"લાચાર છું- તમારો દાસાનુદાસ થયો છું. નહિ તો આવું કામ કદી પણ હું કરવા હિંમત કરત નહિ. ચાલો હું બતાવું છું."

થોડીવારે સ્નેહલતા બહાર જવાનાં કપડાં પહેરી આવી અને બન્ને જણ રસ્તા ઉપર આવી પહોંચ્યાં. ગાડી તૈયાર હોવાથી ત્યાંથી બાગ-બજાર તરફ લઇ જવા હુકમ કરવામાં આવ્યો."

અરધા કલાકમાં બાગબજારમાં ગાડી આવી પહોંચી. બન્ને ગાડી-માંથી ઉતર્યાં. અને સામે આવેલ ઘરમાં ગયાં. ઘરની અંદર ભયાનક અંધકાર હતો, સ્નેહલતાએ પુછયું. "કયાં છે મૃતદેહ?"

સુકુમારે કાંપતે હાથે ઉપર આંગળી કરી કહ્યું "ત્યાં છે." બન્ને ઉપર ગયાં.

ઓરડામાં અજીતકુમારનુ મૃતદેહ જોવામાં આવ્યું. સ્નેહલતા થોડી પળ તે મૃતદેહતરફ જોઇ રહી પછી અજીતકુમારના કપાળપર હાથ મેલ્યો. છાતી ઉપર હાથ મેલી જોયો, કાન તપાસી જોઇ આંખ જોઇ. નાડી જોઇ પગને તપાસ્યા અને ખાત્રી કરી કે તે ખરેખર મરણ પામ્યો છે. આથી તે ઘણીજ સંતુષ્ટ બનેલી દેખાઇ અને આનંદિત સ્વરે પુછયું. "સુકુમાર, કયાં શસ્ત્રાઘાત થયો છે?"

સુકુમારે અજીતકુમારના હાથ ઉપર એક દાગ બતલાવ્યો. સ્નેહલતાએ તે ભાગ બારીકાઇથી તપાસ્યો, ત્યાં લોહી જામી ગયેલું જણાયું અને આસપાસ કાળાશ આવી ગએલી દેખાઇ અને વધારામાં જોયું કે અજીતકુમારનો દેહ કાળાશમિશ્રિત લીલો બની ગયો છે. અંતે ખુશીનો પોકાર કરતાં બોલી " હાશ, હવે મારે આનંદ થયો. ચાલો, સુકુમાર હવે વધારે વખત ગુમાવવો ન જોઇએ."

" તમે તો સુખી થયાં પરંતુ મેં તો મારા આખા ભવનું સુખ ખોયું છે "

" અફ્સોસ ન કરો સુકુમાર ! હું તમને હવે સુખી કરીશ." સ્નેહલતાએ મધુરસ્વરે કહ્યું અને સુકુમારનો હાથ તાણ્યો. અને બન્ને ગાડીમાં બેશી ગાડી દોડાવી ગયાં.

તેઓના ગયા બાદ એક શ્યામવર્ણી સ્ત્રી તે ઓરડામાં દાખલ થઇ અને એક દવા પાણીમાં મેળવી તે પાણી અજીતકુમારના શરીરપર છાંટયું. પછી કંઇક સુંઘાડયું. આ ક્રિયા કર્યા પછી અજીતકુમાર આળસ મરડી ઉઠી ઉભો થયો અને બોલ્યો. " જોયું મરેલાં માણસો કેમ જીવતાં થાય ? તમે પણ ઐાષધ જાણી ગયાં."

—:o:—

# પ્રકરણ ૧૩ મું.

## " તે હું પોતે."

સુકુમાર સ્નેહલતાને તેને ઘેર છોડી પ્રત્યાવર્તન કરતો હતો તે સમયે સ્નેહલતાએ તેને કહ્યું " હમણાં તમારૂં માથું ઠેકાણે નથી, તેમજ મારૂં માથું પણ ઠેકાણે નથી. આવતી કાલે આવજો. આજે તો આ પચાશ ગીની આપું છું તે લ્યો અને મોજ કરો."

સુકુમાર ગીની લઇ બોલ્યો. " મોજ તો કરીશ પણ યાદ રાખજો કે તમે શું કરવા પ્રતિજ્ઞ થયાં છો ? આવતી કાલે આપણા વિવાહની તૈયારી થશે તો ? "

" એનો પ્રતિ ઉત્તર પણ કાલે આપીશ."

" વારૂ પણ તમારે તમારી પ્રતિજ્ઞા પાળવાની છે તે યાદ રાખજો. હું કાલે આવીશ." આટલું કહી સુકુમાર ચાલ્યો ગયો.

પોતાને ઘેર આવી જુએ છે તો એક વ્યક્તિ તેની રાહ જોઇ ઉભી છે. સુકુમારને જોઇ તેણે કહ્યું " આપ આ ઘરમાં રહો છો ?"

" હા, કેમ ?" સુકુમારે અજાયબ થતાં કહ્યું.

" સુકુમાર કોનું નામ ?"

" મારૂં નામ, કેમ ?"

" આપને એક ખબર આપવા આવ્યો છું."

" કોણે ખબર મોકલ્યા છે ? શું ખબર છે ?"

" અંદર ચાલો તો કહું.

બન્ને ઘરમાં ગયા અને પુછ્યું. " શું ખબર છે ?"

" નહિ. પહેલાં દ્વાર બંધ કરો."

દ્વાર બંધ કરવામાં આવ્યાં અને સુકુમારે પુછ્યું. " આપ કોણ છો અને શું ખબર છે ?"

" કેમ આપ મને ઓળખતા નથી ?"

સુકુમાર તેના મુખનું બરાબર નિરિક્ષણ કરી બોલ્યો. " ના, તેમજ મેં તમને ક્યાંઇ જોયા હોય એમ પણ જણાતું નથી."

" પણ હું કહું છું કે આપ મને ઓળખો છો."

" ત્યારે હું આપને ઓળખતો નથી પણ ખબર શું છે તે કહો."

" આપ સ્નેહલતાને ઘેરથી આવો છો કે નહિ ?"

" શું ?" સુકુમારે વિસ્મિતભાવ પ્રકાશ કરી કહ્યું.

" આપે જેનું ખુન કર્યું તેનું મૃત દેહ બતાવવા સ્નેહલતાને લઇ ગયા હતા કે ?"

સુકુમાર, હવે સારી રીતે સમજી શકયો કે આ પણ સ્નેહલતા તરફથી જ પ્રપંચ ખેલાય છે. તે વ્યક્તિ તરફ જોઇ બોલ્યો " તમારી સાથે વાર્તાચિત કર્યા અગાઉ તમો કોણ છો તે મારે પ્રથમ જાણવું જોઇએ."

" હું તમારો હિતેચ્છુ છું."

" હિતેચ્છુ ! મારો હિતેચ્છુ કોઇ પણ નથી. "

" પણ હું તમારો હિતેચ્છુ બનું છું."

" હવે એ આડી વાતને છોડો અને તમે કોણ છો તે કહો અને શા માટે આવ્યા છો તે પણ જણાવો. "

" મને પચાશ ગીનીની જરૂર છે તેટલા માટે આવ્યો છું. ગીની મળવાથી તમારી વાત હું કોઇ પાસે પણ કહીશ નહિ."

સુકુમારની હવે ખાત્રી થઇ કે આ માણુસને નકકી સ્નેહલતાએ આપેલ પચાશ ગીની પાછી પડાવવા મોકલ્યો છે અને મને પોલીસમાં સપડાવવાની આ બાજી ખેલી છે. પણ કંઇ ફીકર નહિ. તે વ્યકિતને સંબોધી બોલ્યો. " તમે કોઇને પણ કંઇ કહો નહિ એટલા માટે પચાસ ગીની માગો છો એમ કે ? હાં, પણ પચાસ ગીની મને મળી છે એમ કોણે કહ્યું ? "

" કહેશે કોણ ? સ્નેહલતાએ તમને આજે આપી છે તે. "

" કદી તમને પચાસ ગીની ન આપું તો તમે લોકોને શું કહેશો ? "

" આજ રાત્રીકાળે જે ઘટના બની છે તે. "

" શું ઘટના બની છે ? "

" તે પણ ફરી કહેવું પડશે ! તો સાંભળો. તમે આજે અજીત-કુમારનું ખુન કર્યું છે. "

" શું કહો છો ! શું તેનું ખુન થયું અને મારે હાથે ? કદી નહિં—પણ તે ખરેખર મરણ પામ્યો એમ તમને કોણે કહ્યું ? " સુકુમાર બોલતાં ચુકયો.

વ્યક્તિએ હશીને કહ્યું ' વાહ આપ તો જાણે કશું જાણુતા નથી પણ ત્યારે ઝેરવાળી તરવારથી ખુન કોણે કર્યું છે ? "

સુકુમાર પળભર નિસ્તબ્ધ થઇ ઉભો રહ્યો અને પછી બોલ્યો " કદી પચાસ ગીની ન આપું તો ? "

" તો હમણાંજ કોઇ પોલીસને બોલાવી પકડાવી આપું. "

હવે સુકુમારે મિજાજ ખોયો અને કહ્યું "શું તમે તમારી સ્વચક્ષુએ જોયું છે કે મેં ખુન કર્યું છે?"

"ના જોયું નથી તો પણ શું બન્યું છે તે તો સારી રીતે જાણું છું."

"કેવી રીતે જાણ્યું?"

"તે હું કહી શકતો નથી."

સુકુમાર મનમાં બોલ્યો—બેટી તું એમ કોને ઠગે છે? તારી પચાસ ગીની શું તું આમ પડાવવા માગે છે? તે સ્પષ્ટભાવે બોલ્યોઃ—

"પણ આપ કોણ છો તે હું જાણી શકીશ?"

વ્યકિત હસીને બોલી. "હું કોણ છું તે તમે નથી જાણી શકતા? હું એજ અજીતકુમાર છું." કહી પોતાનો વેશ ઉતારી નાંખ્યો.

સુકુમાર, અજીતકુમારને જોઇ ચમકયો અને બોલ્યો "પણ આમ ઠગવાનું કારણ?"

"તમારી હિમ્મતની પરિક્ષા કરવા,"

"અજીતકુમાર તમે મને અવાક કર્યો છે. હું તમને ઓળખી ન શકયો. મારા મનમાં હું પોતાને ખુબ ચાલાક સમજતો હતો પણ આજે આપે મારૂં અભિમાન તોડી નાંખ્યું છે." પુજ્ય લાગણી થઇ આવતાં સુકુમારે કહ્યું.

"કોઇ પણ માણુસ શાસ્ત્રીય રીતે વેશ બદલો કરે તો બીજો માણુસ તેને ઓળખી શકે જ નહિં. હું એ વિદ્યા ઘણીજ મહેનતે શીખ્યો છું. જો હું બીજો સ્વાંગ લઇ પાછો તમારી પાસે આવું તો પણ તમે મને ઓળખી શકો નહિં."

"અરે જવા દો એ વાત. માણુસ એક વખત ઠગાય પણ ફરીને તે ઠગાતો નથી."

"એ પણ વખત આવે જણાઇ રહેશે. હવે કહો કે સ્નેહલતાએ મારી બાબતમાં શું કહ્યું? તે મને મરી ગએલોધારે છે?" અજીતકુમારે મુખ્ય વાત ઉપર આવતાં પુછ્યું.

"હા તેણી ખાત્રીપુર્વક તમને મરેલા ધારે છે. પણ આ વખતે આપને અહિં આવી મને દર્શનનો લાભ આપવાનું કારણ?"

"તમને એક બીજી અગત્યની શિખામણ આપવા આવ્યો છું કે સ્નેહલતા તમને કાયદામાં સપડાવવા પ્રયાસ કરશે પણ તેથી તમે ડરી ન જતાં આજના જેવી જ હિમ્મત રાખજો, તોજ તેણી ખરૂં માનશે કે હું મરણ પામ્યો છું. જો બોલવામાં કે હિમ્મત બતાવવામાં આંચકો ખાશો તો તેને શંકા થશે."

"તે મને સપડાવવા પ્રયત્ન કરશે ખરી ?

"હું એમ ધારૂં છું કે પ્રયાસ કરશે. વારૂ પણ અહિંથી ગયા બાદ તેણીએ શું કહ્યું ?"

"કંઈ નહિ. એ તો અહિંથી એમજ ચાલી ગઇ.'

"મારા મૃત્યુ બાદ તમારા વિવાહ કરવાની વાતચિત થઇ કે ?"

"આવતી કાલે જવાબ આપવા કહ્યું છે પણ હું ધારૂં છું કે આવતી કાલે તે અહીં હશે જ નહિ."

"નહિં નહિં. તે આવતી કાલે તમને મળશે પણ વિવાહની વાત ઉડાવશે; કારણકે તેણે તો મારા મૃત્યુ બાદ એક જમીનદાર સાથે લગ્ન કરવા ધાર્યું છે. હું જીવતો હોઉં તો તેની આશા પુર્ણ થતી નથી. હવે મારૂં મૃત્યુ થયું જાણે છે. પણ તમે મારી જગ્યાએ આવ્યા અને વચ્ચમાં કંટક રૂપ બન્યા તો હવે તમને યમાલયમાં પહોંચાડવાની પેરવી કરશે. યાદ રાખો આ એક અગમચેતી છે. તેનાથી ખુબ સાવધાન રહેજો. શિવાય બીજી શિખામણ આપું, જરા નજદીક આવો."

અજીતકુમારે, સુકુમારને કેટલીક ઉપયોગી સુચનાઓ આપી અને પછી જવાની રજા લીધી સુકુમાર તેના ગયાબાદ પોતાની શય્યાપર પડયો અને નિંદ્રાદેવીની આરાધના કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## અપરાધ સ્વીકાર.

આજ સવારે આઠ વાગે સુકુમાર જાગૃત થયો. સ્નાનાદિ કાર્યથી પરવારી ભોજન કરવા એક "બ્રાહ્મણ ભોજનાલય" તરફ ગયો. ભોજન લીધા બાદ તે જ્યારે પોતાના ઉતારા તરફ પાછો વળતો હતો ત્યારે રસ્તામાં એક વ્યકિતએ આવી તેને સલામ કરી અને કહ્યું "આ તરફ આવો મારે તમારી સાથે વાત કરવી છે." સુકુમાર શંકિત બન્યો. પોતાને એક અજાણ્યો માણસ આ પ્રમાણે બોલાવે કેમ ? તો પણ મનોભાવ છુપાવી તે અજાણ્યા માણુસસાથે ગયો.

એકાન્ત જગ્યાએ પહોચ્યા બાદ તે અજાણ્યા માણુસે કહ્યું. "આપ અજીતકુમાર વિષે કશી ખબર આપી શકો છો ?"

"અજીતકુમારની ખબર મને પુછવાનું કારણુ ?"

"આપને એની માહિતી હશે એમ સમજીને જ."

"મને માહિતી છે પણુ તમને તે સાથે શું કામ છે. તે મારે પ્રથમ જાણુવું જોઇએ."

"તે બચવા પામ્યો છે ?" સુકુમાર તરફ કરડી નજર નાંખતાં અજાણી વ્યકિતએ પુછયું.

"હા, તે બચવા પામ્યો છે એવું સાંભળ્યું છે." અચકાતાં સુકુમારે કહ્યું

"ત્યારે તે પછી તેની સાથે આપને મેલાપ થયો હતો ?"

"હા, થયો હતો તે ગઇ કાલે ચંચુડાંય તરફ ગયા છે."

"નહિ, તેઓ ગયા નથી."

સુકુમાર ભયથી કંપવા લાગ્યો અને બોલ્યો. હું જેટલું જાણુતો હતો તેટલું મેં કહ્યું છે"

"તે ચંચુડાય ગયા છે એવી કંઇ ખાતરી આપી શકો છો ?"

" તે પ્રમાણુ તમે તમારે શોધી લ્યો. હું વધારે બોલવા માગતો નથી. " સુકુમારે ભયને એક બાજુ રાખતાં હિંમત લાવી કહ્યું.

" વારૂ પ્રમાણુ મેળવવા જાઉં છું. પરંતુ કદી પ્રમાણુ ન મળ્યું તો પાછો તમારી પાસે આવીશ. " અજાણ્યો શખ્સ સલામ કરી ચાલ્યો ગયો.

સુકુમાર તેના ગયાબાદ મનસાથે બોલ્યો. " કદાચ અજીતકુમારનું અનુમાન ખરૂં પડે પણુ હિંમત તો રાખવી, થશે તે જોઇશું. " બીજા અનેક વિચારો કર્યા બાદ કંઇ નિર્ણયપર આવ્યો હોય તેમ ચેષ્ટા કરી તે પણુ પોતાના રસ્તાપર આગળ ચાલ્યો.

સંધ્યા સમયે સુકુમારે, સ્નેહલતાને ઘેર જવા વિચાર્યું અને સંધ્યાની રાહ જોતો બેઠો. હજુ સાંજ પડવા બે કલાકની વાર હતી. એક ઉપન્યાસ ઉપાડી વાંચવા બેઠો પણુ મન ન બેઠું તેથી તે બીજાં પુસ્તકોનાં પાનાં ઉથલાવવા લાગ્યો. એમ કરતાં સાંજ પડવા આવી ને ઉઠયો અને સ્નેહલતાના ઘરતરફ પ્રયાણુ કર્યું. ત્યાં પહોચતાં કોઇ સાથે શું ન બોલતાં ઘરમાં પેઠો અને સીધો દિવાનખાનામાં ગયો,. અને સુશોભિત કોચપર બેઠો. દિવાનખાનામાં પોતાના સિવાય બીજું કોઇ પણુ ન હતું.

આશરે અરધા કલાક પછી સ્નેહલતા તે દિવાનખાનામાં દાખલ થઇ. આ વખતે તના મોં ઉપર હાસ્ય ફરકી રહ્યું હતું પણુ થોડીવારે તના ચ્હેરાનો રંગ બદલાઇ ગયો, મુખ એકદમ મ્લાન બની ગયું અને ચિંતાઓનાં સાગરમાં ડુબી હોય એમ દેખાવા લાગ્યું. શરીર લડથડવા લાગ્યું, વસ્ત્રો પણુ અવ્યવસ્થિત સ્થિતિમાં આવતાં ગયાં તો પણુ ભાન ન રહ્યું. આંખના ડોળા જાણે અંદર ચોટી ગયા ન હોય એમ જણાયું. સુકુમાર આવો ફેરફાર એકાએક થયેલો જોઇ કંઇક ઉંડા વિચારમાં પડયો ને કંઇ આશ્ચર્ય પણુ પામ્યો; પણુ ચુપ રહ્યો. સ્નેહલતા દીલગીરી ભરેલા ઝીણા સ્વરે બોલી. " સુકુમાર તમે આ શું કર્યું ? આટલા બધા દિવસની આશાઓની તમે એકજ ઝાટકાથી ધુળમાં મેળવી દીધી. ! "

વિસ્મય થતાં સુકુમારે કહ્યું. " મેં શું કર્યું ! લતા તમારૂં આજ આવુ મ્લાન મુખ કેમ બન્યું ? શું કોઇ બીજું દુઃખ આવી પડયું છે ? "

સ્નેહલતા વસ્ત્રો ઠીક કરતાં બોલી. "સુકુમાર, આટલું આટલું કરતાં પણ તમે કશું કરી શકયા નહિ. ખરે મનુષ્યનું ધાર્યું થતું નથી." નિશ્વાસ નાખતાં બોલી. "કેટલી કેટલી કલ્પનાઓ કરી હતી." નિદ્રામાં પણ તેનાંજ સ્વપ્નાં આવતાં હતાં તેના પરિણામમાં ભવિસ્યમાં કેવા સુખો મળશે તેના હવાઇ કીલ્લા અરે! આશાના કિલ્લામાં કેવી ઝુલતી હતી? તમારી સાથે લગ્ન કરી સુખી થવાની કેવી કેવી આ-શાઓ બાંધી હતી? પણ સુકુમાર! તમારી એક દિવસની સાધારણ ભુલથી ધુળમાં મળી ગયું."

સુકુમારે ખેદસહ ઉત્તર આપ્યો. "લતા! હું બીલકુલ સમજી શકતો નથી. તમે સ્પષ્ટ કહો."

તે દીર્ઘ નિશ્વાસ નાંખતાં બોલી. "ખુનની વાત પ્રકટ થઇ ગઇ છે."

સુકુમાર એકદમ ખુરશીપર બેઠો થઇ ગયો અને ડોળા તાણી લતા તરફ એક જડની માફક જોવા લાગ્યો. પછી તુટક સ્વરે બોલ્યો. "પ્રકટ-થ-થ-થઇ ગયું લતા! મેં ખુન કર્યું છે એવું શું લો-લો-કોએ જા-જાણ્યું છે?".

"હા, એટલુંજ નહિ પણ લોકો મારા માટે પણ સંદેહ લે છે." લતા ચાલાકી કરતાં બોલી "તો હવે મારે શું કરી બચવું?"

"શું કહો છો લતા! હવે કંઇ ઉપાય બચવાનો! બતાવ, લતા બતાવ." સુકુમારે દયાર્દ્ર મુખે કહ્યું.

"હું પણ તેજ ઉપાય શોધું છુ."

"પણ એ વાત તમે કેમ જાણી?"

"આજે પ્રાતઃકાળે એક ડીટેકટીવ આવ્યો હતો તેની વાતચિત ઉપરથી તેના સવાલ પુછવાની ઢબ ઉપરથી હું જાણી શકી છુ."

સુકુમાર, ધબ્બ કરી ખુરશીપર ફસડાઇ પડયો અને બોલ્યો.

"શું ડીટેકટીવ અહિં આવ્યો હતો? વારૂ તે દેખાવમાં કેવો હતો?"

સ્નેહલતાએ આવેલ માણસનું વર્ણન કરી બતાવ્યું તે સાંભળી સુકુમાર બોલ્યો. "એજ માણસ મારી પાસે પણ આવ્યો હતો."

"શું એ તમારી પાસે આવ્યો હતો?" વિસ્મિત થતાં લતાએ પુછ્યું.

" હા, અને મને અજીતકુમારની બાબતમાં સવાલો પુછયા. "

" મને પણ તેનાજ વિષે પુછયું. હશે. પણ તમે શું જવાબ આપ્યો ? "

" મેં તેને બરાબર 'બનાવી' કાઢયો છે. " સુકુમારે કહ્યું

" શું બનાવ્યો ? "

" એમ ધાપ મારી કે તે તો ગઇ કાલે ચુંચું ડાય ગયો છે અને હું પોતેજ તેને રવાના કરી આવ્યો છું અને પછી તેનું શું થયું તે હું જાણતો નથી. "

" પણ એમ થતાં અજીતકુમારનું મુડદું પોલીસ હમણાંજ શોધી કહાડશે તો ? " લતા ભય બતાવવા લાગી.

" એ બનવાનુંજ નથી. એનો બંદોબસ્ત આગળથીજ કરી રાખ્યો છે. તે મુડદાને એક કોથળામાં—થેલીમાં નાંખી તેમાં મોટો વજનદાર પાણો બાંધી દરિયામાં અરે ગંગા નદીના ઉંડા પાણીમાં પધરાવી આપ્યું છે. " પોતાની બડાઇ હાંકતાં સુકુમારે કહ્યું.

" તમે એકલે હાથે એ બધું કેમ કર્યું. " લતાએ તેને પ્રશ્નથી જકડી અને પુછયું.

" એનો બંદોબસ્ત પહેલેથી જ કરી રાખ્યો હતો. તમે એ બાબતમાં નિશ્ચિંત રહેજો. મુડદું પોલીસને હાથ આવવાનું જ નથી. "

" તો પણ પોલીસ શકદાર તરીકે આપણને પકડી શકે ખરી. "

" સાંભળો લતા ! તમને હું એક વાત કહું છું. " લતાની નજેડે બેસતાં સુકુમારે કહ્યું. " સાંભળો ! થવાનું હતું તે થઇ ગયું. તમારે તો નિર્ભય રહેવાનું જ છે. પોલીસને મેં જે જવાબ આપ્યો છે તે ઉપરથી હું ધારી શકું છું કે તે ફરી આવશેજ નહિં. વાસ્તે કયે વખતે શું બનશે અને કયે વખતે શું નહિં બને એવા વિચારોજ કરવા નહિં. અને એવા ધડા વગરના વિચારો કરી અશાંતિને શા માટે આપણી તરફ ખેંચી લાવવી જોઇએ. જે માણસના જીવવાથી તમારા સુખોનો નાશ થતો હતો તે માણસ તો હવે મરણ પામ્યો છે. તો પછી હવે તમે તમારૂં વચન પુર્ણ કરવાની તૈયારી માત્ર કરો."

" કઇ તૈયારી ? "

" કઇ તે કઇ, બસ જાણે તમે તો કંઇ જાણતાંજ નથી. બીજી તૈયારી તે કઇ ? લગ્નની."

" આવી સ્થિતિમાં લગ્ન કરવાથી સુખી થવાય ?"

" શું ?" સુકુમાર ચાલાકી સમજતો હતો છતાં ચમકી પુછ્યું, " શું ! બીજી વાર કહો તો. મેં મારા પ્રાણુની દરકાર ન કરતાં તમારા સુખને સારૂ એક નિર્દોષ માણુસનું ખુન કર્યું અને પછી પોતાનો સ્વાર્થ સરતાં અજાણ્યાની માફક વાત કરવી એ શું વ્યાજબી કહેવાય લતા ! આ તમે મારી સાથે ઠગાઇ કરો છો !"

" શું તમારીસાથે ઠગાઇ ! સુકુમાર ! હરિ હરિ કરો. એવું કદી પણ ન ધારતા. જ્યારે મેં તમને મારા પ્રાણુરક્ષક તરીકે સ્વીકાર્યા છે અને જેણે મારો ઉદ્ધાર કર્યો છે તેની સાથે હું દગો રમું ?" સ્નેહલતા નખરાં કરતી મધુરસ્વરે લાંબું ભાષણુ કરતાં બોલી.

સુકુમારના મોંપર આ વખતે તિરસ્કારની છાયા છવાઇ રહી અને ગંભીરસ્વરે બોલ્યો. " લતા ! એવાં લાંબા ભાષણોથી હું ઠગાવાનો નથી. એ દિવસો ગયા, લગ્નના દિવસો પાછળ ઠેલવામાં તમને શું ફાયદો છે. અને જો તમે મને મેળવી સુખી થયાં છો એમ કહો છો તો પછી શામાટે લગ્ન કરતાં નથી ? ભવિષ્યમાં જે કંઇ બનશે તેનું પરિણામ આપણુ બન્નેને ભોગવવાનું છે. તો પછી વખત લંબાવવાનું પ્રયોજન નથી.

" ખરૂં છે ! પણુ મને બ્હીક લાગે છે કે—"

" શાની બ્હીક લાગે છે લતા ?" વચ્ચે જ સુકુમારે પુછ્યું.

" પોલીસ ધારે છે કે સ્નેહલતાએ જ ખુન કર્યું છે. પણુ સુકુમાર તમે એક બીજું મારૂં વિશ્વાસનું કામ કરો અને તે પાર પડયા પછી આપણે નિઃશંકપણે લગ્ન કરીશું."

" જુઓ હું તમને ખુલ્લા શબ્દોમાં કહી દઉં. તમે આવીજ રીતે આશાઓના પર્વત બતાવી છેવટે ઠગ્યો છે. તેવી રીતે હું બીજી વાર ઠગાવા માગતો નથી તો પણુ તમારા ઉપર ઉપકાર કરવાની દાખલ આ બીજું કામ કરવા ઇચ્છા થાય છે અને તે પુર્ણ થતાં તમે આજની માફક ઠગાઇ કરી ફરી બીજું કામ કરવાને ફરમાવશો તો ખચિત

ધારજો—માનજો કે તમે એક બીજો શત્રુ ઉભો કર્યો છે; અને એનું પરિણામ સારૂં નહિં આવે."

"તમે મારા હૃદયમાં જ્યારે વસ્યા છો તો કદી પણ દુર થવાનાજ નથી. આ માત્ર કામ પુર્ણ કરો હું ઇશ્વરના સોગન ખાઇ કહુ છું કે હું હવે લગ્નને સંબોધીશ નહિં અને બીજો હુકમ કરીશ નહિં" હાવભાવ મિશ્રિત કટાક્ષ ફેંકતાં સ્નેહલતાએ કહ્યું.

"શું કામ કરવાનું છે. કહો ત્યારે."

"સાંભળો અજીતકુમારના ખુન સાથે મારો કશો પણ સંબંધ નથી. એતો તમે મારી સાથે લગ્ન કરવાની આશાએ તેના સાથે શત્રુવટ ઉત્પન્ન કરી અને યુદ્ધ કરવા તૈયાર થયા. તેમાં તમે તેનું ખુન કર્યું. આ—"

"શું, શું, શું ? મેં ખુન કર્યું ? શું તમારા હુકમ વિના ? મારી મતલબથી ? તમારી તેમાં મદદ નથી ? મારા સ્વાર્થના ખાતર મેં ખુન કર્યું ? લતા ! લતા ! ઓ લતા ! હવે સંભાળીને બોલજો નહિં તો જોયા જેવું થશે." સુકુમારે લાલચોળ થતાં કંપિતસ્વરે કહ્યું

"ચુપ કરો" હવે સ્નેહલતાએ પણ પોતાનું ખરૂં શયતાની રૂપ બતાવ્યું અને આંખો કહાડી, નાકે આંગળી મેલી કહ્યું. "ચુપ કરો ! વધારે લવારો ન કરો."

આ ધમકીથી ડરી ન જતાં તેના ઉપર હજારો તર્ક કરતાં સુકુમાર બોલ્યો. 'વારૂ ત્યારે શું તમે મને ડરાવવા માગો છો ? એ સુકુમાર હવે નથી. સમજ્યાં ? પણ તમે ખુની નથી કહી શું કરવા માગો છો ?"

"હું તમને અત્રે ફરમાવુ છું કે એક કોરા કાગળપર અજીતકુમારના મૃત્યુનું વર્ણન લખો અને તેના ઉપર તમારા દસ્કત કરો." જાણે કોઇ અમલદાર પોતાના નોકરને હુકમ કરતો ન હોય તેવી ઢબમાં લતાએ હુકમ કર્યો.

"એમ ! ઘણું જ સારૂં. ત્યારે એની સાથે મારે એટલું પણ ઉમેરવું પડશે કે સ્નેહલતાએ એ કામ પાર પાડવા વિષયાશક્ત કર્યો અને પોતે એ કામમાં સફળ થાય એટલા માટે ઝેરી તલવાર આપી જે પુરાવા તરીકે હજુ મારી પાસેજ છે."

સ્નેહલતા ક્રુજી અને વખત વિચારી નરમ બની જતાં બોલી "સુકુમાર, તમે નપુંશક છો? એક સ્ત્રી ગુનેગાર છે છતાં પણ સ્ત્રીને બચાવવાની ખાતર આટલું સામાન્ય માણસ ન કરે? જરૂર એક પાણી-વાળો પુરૂષ તેમ કરવા કદી પણ આનાકાની કરેજ નહિ." સુકુમારને પાનો ચઢાવવા સ્નેહલતાએ યુક્તિ વાપરી.

"ત્યારે શું મારે તમને બચાવવા અપરાધ સ્વીકાર કરી હસ્તાક્ષર કરવા પડશે?" નિરાશ થતાં સુકુમારે કહ્યું.

"અલબત! પોતાની ભવિષ્યની પ્રિયા ખાતર એટલું કરવું જ પડશેજ."

"પણ એ હસ્તાક્ષરનો દસ્તાવેજ કોની પાસે રહેશે?

"મારી પાસે રહેશે કેમ તમને શંકા થાય છે? તમે તમારી સ્ત્રી ઉપર એટલો પણ વિશ્વાસ ન રાખી શકો?"

"પરંતુ તમે મારાં સ્ત્રી કયાં થયાં છો જે વિશ્વાસ રાખું? જ્યારે તમે મારા સ્ત્રી થશો ત્યારે તે દસ્તાવેજ તમારા હાથમાં સોંપીશ." સુકુમારે પણ સ્નેહલતાને તેના શબ્દોમાંજ સપડાવતાં કહ્યું.

સ્નેહલતા પોતાના યૌવનનું સ્મરણ કરાવતાં નખરા કરી બોલી.

"કેવું આશ્ચર્ય! તમને મારો પણ વિશ્વાસ નથી? તમે મને હમણાંજ લગ્ન કરી તમારી સ્ત્રી બનાવવા ઇચ્છો છો પણ જરા થોભી જાઓ અને વિશ્વાસ રાખો."

સુકુમારે લાચાર થતાં કહ્યું "ત્યારે હું વિશ્વાસ રાખી સહી કરી આપું છુ આગળની માફક પ્રતિજ્ઞા ભંગ ન કરશો."

"પરમાત્મા એવો વખત ન આપે. લ્યો આ દસ્તાવેજ મેં આગળથીજ તૈયાર કરી રાખ્યો છે; માત્ર તમારી સહીની જ ખામી છે." એમ કહી કેડમાંથી કાગળ બ્હાર કાઢયો અને સહી લેવા સુકુમાર સામે ધર્યો. સુકુમારે કલમ સાહીમાં બોળી થોડીક પળ વિચાર કર્યા બાદ સહી કરી અને સાક્ષી તરીકે પોતાના ઘરના નોકરને હાંક મારી સહી કરાવી. અને જેઓ અભણ હતા તેઓના અંગુઠાની છાપ લીધી. પછી બધા નોકરોને જતા રહેવાનું ફરમાવ્યુ

"આતો પહેલાંથીજ તૈયાર કરી રાખેલું જણાય છે. પણ હશે-મેં

તો વિશ્વાસનું કામ કર્યું છે. હવે કહો કે લગ્ન ક્યારે કરવાં છે, આ તમારા વચન મુજબ કામ ખલાસ થયું. તમે ઇશ્વરના સોગન ખાધા છે. તો થાઓ તૈયાર અને ઇશ્વરને સાક્ષિ રાખી ગાંધર્વ વિવાહ કરી નાંખો."

"નહિ નહિ. એટલી ઉતાવળની કશી જરૂર નથી." સ્નેહલતા જાણે કોઇ કામમાં ફતેહ પામી હોય તેમ બેફીકરપણે બોલી.

"થયું ? અભી બોલા અભી ફોક ! યાદ કરો સોગન ખાધા છે. પણ નહિ; મને લગ્નની જરૂર નથી. મને તે દસ્તાવેજ પાછો આપો. એ દસ્તાવેજમાં મારૂં મરણ જીવન સમાયલું છે."

"જો તમે આમ જીદ કરશો તો હું તમારી પત્નિ થઇ શકીશ નહિ."

"પત્નિ ન થાઓ તો રહ્યું પણ મારો દસ્તાવેજ પાછો આપો. તમે દગો રમો છો પરિણામ સારૂં નથી."

સ્નેહલતા અંતે હારી અને કાગળ પાછો આપતાં બોલી. "આ લ્યો તમારો કાગળ." સુકુમારને માથાથી પગના પીંડી સુધી ઝાળ ચડી ગઇ અને લાલ આંખ કરતાં બોલ્યો "લતા આના અર્થ શું ?" જેમ એક છેડાયલા સિંહણ ગરજે તેમ ગરજતી લતા બોલી "એનો અર્થ અવિશ્વાસ"

ગુસ્સાનો માર્યો સુકુમાર કંપવા લાગ્યો એક અક્ષર પણ બોલી શક્યો નહિ તે ખુરશી ઉપરથી ઉઠયો અને બોલ્યો "અફસોસ ? લતા અફસોસ ? તું આવી વિશ્વાસ ઘાતકી ને પાપિણી હોઇશ અને દુષ્ટ દગાખાર હોઇશ એમ હું અત્યારલગી જાણતો નહતો તારા જેવા દુષ્ટ પિશાચીના પ્રપંચનો હું ભાગ થઇ હોત તો તારી સાથે પડયો. અરે હું જો આગળથી એ બધુ જાણતો મિત્રાચારીજ ન કરત પણ હવે પસ્તાવું ફોકટ છે," સુકુમાર હતાશ થઇ ખુરશીપર ફસડાઇ પડયો.

સ્નેહલતાને આ એકોએક વાકયો ઝેરી બાણની માફક છાતીમાં ભોંકાયાં તેણે મનમાં વિચાર્યું, આ વખતે વધારે બોલવામાં સાર નથી. તે પુરૂષ છે જ્યારે હું સ્ત્રી છું, સુકુમાર ઘણોજ સાહસી છે. પણ–પણ તેથી શું થયું ? તે મને શું કરી શકવાનો છે. એના મરણ જીવનની

કુંચી તો હવે મારા હાથમાં છે. તેણે ખુન કર્યું છે, તેના હસ્તાક્ષરનું ખતતો મરી પાસે છે, તો પછી તેનાથી શું બની શકે એમ છે.? અને એટલું છતા તે આટલું ગુમાન કેમ રાખે છે? રાતો પીળો શાને થાય છે? ન પુરૂષ છે તથા પણ પુરૂષને ભાંગવાને–તેનું અભિમાન તોડવાનાં હથિઆર મારી પાસે છે. પણ કંઇ વિચાર આવતા અટકી અને સુકુમાર તરફ જોઇ બોલી. "સુકુમાર તમે અત્રેથી ચાલ્યા જાઓ અન હવે ફરીથી તમારૂ કાળું મોં બતાવવાનું સાહસ કરતા નહિ. આજ હુ તમારી પર દયા કરૂં છુ અને જવા દઉ છું, જો તમે મારી નિંદા કયાંઇ કરા છે તો સમજજો કે હવે તમે આ દુનિયામાં નથી. એજ વખત પોલિસને સ્વાધિન કરીશ જયાં ફાંશી મળવા સંભવ છે." દમ મારતાં સ્નેહલતાએ કહ્યું.

સુકુમાર તિરસ્કાર હાસ્ય કરતો બોલ્યો "ત્યારે હું પણ મારી છેલ્લી ધમકી આપતો જાઉ—તમે મને જેટલો અધેડો અને મુર્ખ ધારો છો તેટલો હુ નથી. તમે એવું સ્વપ્ને પણ ન ધારતાં કે લખાવેલા લખતથી તમે મને કેદ કરાવી શકશો. તમારૂં પણ મરણ અને જીવન મારા હાથમા છે એ પણ હવે સાથે ખાત્રીથી માનજો."

પાપીઓનાં હૃદય હમેશાં સંદેહમય તો હોયજ તેવી રીતે સુકુમારનુ કહેવું સાંભળી શંકીત બનતી લતા બોલી. "શું તમે મને એક સાધારણ સ્ત્રી સમજી આમ ડરાવો છો? સુકુમાર છાશ પીઓ છો છાશ. સમજ્યા! મારૂ મરણ જીવન તો મારા હાથમાંજ છે. બીજા કોઇને પણ હું મારૂ જીવન સુપ્રત કરતીજ નથી તેમ વળી તમારા જેવા નપુંસકોના હાથમાં અમારા જીવનનો એક તાંતણો પણ ન આવે." તિરસ્કારની નજર કરતાં કહ્યું.

"બહુ મજાનુ? પણ મને અજીતકુમારના કોટનાં એક ગજવાંમાંથી એક પત્ર હાથ લાગ્યો છે જેમાં માત્ર તમારાં પાપોનુ લીસ્ટ છે. અને તમે કેવાં પ્રપંચી અને ધાતકી-ખુની છો તેનું વર્ણન કરેલું છે, પણ કદી તે ખોટું પણ હોય ખરૂંની?" ઠઠ્ઠા કરતો–ચીડવતો સુકુમાર બોલ્યો.

આ સાંભળી સ્નેહલતાનું મુખ શ્યામવર્ણને પામ્યું. આંખે અંધારાં આવવા લાગ્યાં. ઘડી પછી સાવધ થતાં બોલી "શું ખરૂં અને શું ખોટું! તમે શું જાણવા પામ્યા છો?"

"બીજું એ જાણવા પામ્યો છું કે લલિતા હજુ જીવતી છે."

સ્નેહલતા અગમ ચેતી હતી ને દરવાજામાં આડી આવી ઉભી અને કહ્યું, "તે કાગળ હમણાં તમારી પાસે છે?"

સુકુમારે તેને ચીડવવા કહ્યું "હા છે. તે વાંચવા પછી બીજું વધારે જાણવા પામ્યો છું, કે તમે લલિતાની ધાત્રી–આયાને કેવી રીતે દગો આપ્યો, અને કેવી રીતે લલિતાને ચોરી કરી લાવ્યાં, તે સિવાય બીજી એવી અનેક તમારી ગુપ્ત ગાથાઓ એમાં વર્ણવી છે. કહો તે ખરૂં કે નહિ. હવે તમે મારા હાથમાં છો એ વાત સ્પષ્ટ છે તો પછી લગ્ન કરવા હજી પણ સમ્મત થાઓ છો કે નહિ?"

"હા હું લગ્ન કરૂં પણ પહેલાં તે કાગળ મને મળવો જોઇએ"

"વાહ ફરીથી બનાવવા માગો છો પણ બુંદથી ગઇ તે હોજથી નથી આવતી. આ ચાલાકી રહેવા દો તે બીજા પાસે વાપરજો. સુકુમાર એમ ઠગાવાનો નથી. એ કાગળતો પરણું તો પણ ન આપું."

સ્નેહલતા ચુપ રહી તેના શરીરમાં પ્રચંડ ઝવાળા ફેલાવા લાગી. સુકુમાર તેને વધારે ચીડવતાં બોલ્યો. "લતા મેં તમને તે લખતમાં સહી કરી આપી છે તે ઠીક છે, પરંતુ તેથી તમે મને કંઇ કરી શકનાર નથી. જ્યારે તમે મને કેદ કરાવશો ત્યારે હું પણ મારી પાસેના બધા કાગળો કોર્ટમાં દાખલ કરીશ પછી જોઇશું કે કોણ ફાંસીએ જાય છે? સુકુમાર હવે અટક્યો અને શાન્ત રહ્યો. સ્નેહલતાના ચ્હેરાનું અવલોકન કરતો બેઠો.

સ્નેહલતા કંઇ અર્થ સુચક નજર ચારે બાજુ ફેંકતાં બોલી "સુકુમાર એ કાગળો હાલમાં ક્યાં છે?

"મારી પાસેજ છે"

"તમારી પાસેજ છે."

"હા"

સ્નેહલતાએ દ્વારમાં લટકતો એક ઘંટ વગાડ્યો કે તેજ પળે બે હથિયાર બંધ માણસો હાજર થયાં તેઓનાં મુખ બુરખાથી ઢંકાયલાં હતાં. બન્ને વ્યક્તિ નાગી શમશેરથી હુકમની રાહ જોતી ઉભી રહી. સુકુમાર આ બધો નાટક શા માટે હતો તે સારી રીતે સમજી ગયો, તો પણ પૂછ્યું.

"લતા આ લોકો અત્રે શા માટે ?"

"તમારા પ્રાણ લેવા માટે" કહી સ્નેહલતા બ્હાર ચાલી ગઇ અને તેજ ક્ષણે બીજા બે હથિઆર બંધ માણુસો દાખલ થયા. સુકુમાર આ જોઇ ભય પામ્યો તો પણ હિંમત લાવી બોલ્યો "ગમે તેના હુકમથી તમે લોકો આવ્યા હો તો પણ જો એક પગલું આગળ ભરશો તો તેજ વખતે મુએલા સમજજો. મને એકલો ધારી ખોટું બીનસમજી સાહસ કરતા નહિ, તમારાં સાહસનું પરિણામ ઘણુંજ ખરાબ આવશે, અને આ ઘરનું એક માણુસ પણ બચવા પામશે નહિ, હું અસહાય આવ્યો નથી." કહી સુકુમારે એક પીસ્તોલ કરમાંથી બહાર કાઢી ઘોડો ચડાવી બોલ્યો "આ પીસ્તોલના એક ધડાકા સાથેજ પોલીસના હજારો સિપાહથી આ ઘર ભરાઇ જશે જ્યારે તમને નાસવાની તક મળશે નહિં વાસ્તે જો તમે તમારૂં હિત ચહાતા હોતો અત્રેથી ચાલ્યા જાઓ, બસ ચુપચુપ ચાલ્યા જાઓ" સુકુમારે કંઇ ઉશ્કેરાઇને કહ્યું.

સુકુમાર પોતાનું બોલવું પુર્ણ કરે તે પહેલાં એક વ્યક્તિ ચાલી ગઇ અને તેજ પળે સ્નેહલતા દાખલ થઇ. સ્નેહલતાને જોતાં સુકુમારનું લોહી વધારે તપ્યું, એ બોલ્યો "દુર રહે પાપી ખુની ? તું ખરેખર પિશાચીની—નર ઘાતક છે, તેં આજે તારો પાઠ બરાબર ભજવી બતાવ્યો છે, પણ હજુ તું તારૂ શ્રેય ઇચ્છતી હો તો અત્રેથી ચાલી જા, નહિ તો હમણાંજ પીસ્તોલનો અવાજ કરૂં છું જેથી મારા હજારો માણુસોથી તારૂં ઘર ઉભરાઇ જશે અને એકના પણ પ્રાણ બચશે નહિ." સુકુમારના નેત્રોમાંથી ઝેર વરસવા લાગ્યું અને શરીર કંપવા લાગ્યું.

સ્નેહલતા ગંભીર અવાજે બોલી. "સુકુમાર હું તમારી ઉપર કેટલું બધુ હેત રાખતી હતી ? શું એનો બદલો આમ વાળશો ? આતો માત્ર તમારી હિંમતની પરિક્ષા વાસ્તેજ કર્યું હતું અ—"

"બસ વધારે લવારો ન કર, હવે તું ગમે તેટલી ચાલાકી વાપરે તો પણ હું ફરી ઠગાવાનો નથી. ખુબ ઠગાયો છું. તું મારી ઉપર વૃથા કલંક ન ચોંટાડ. તેં તારૂ વચન વારંવાર ભંગ કર્યું. છે અને છેવટે આજે તેં તારો પીશાચી કામનો પાઠ પણ સારી રીતે ભજવી બતાવ્યો છે, આટલું છતાં પણ હું તારી તરફ બેવફા બન્યો નહતો. તારો વિશ્વાસઘાત કર્યો નથી. બસ, હવે આપણા બેના રામ રામ.

હું આ ચાલ્યો તારાથી થાય તે કરી લેજે." સુકુમાર ગર્વ સહીત નીકળી ગયો.

સ્નેહલતા આભી બની ગઈ તેને સુકુમારને અટકાવવાનું સુજ્યું નહિ તે જડની માફક ઉભી રહી. પછી પોતાના મન સાથે બોલી આટલું અભિમાન ? આટલી હીમત ! અહા–હા. હું જો કાળાચાંદની પુત્રી હઇશ તો સુકુમાર તારા અભિમાનનું ચુર્ણ કરીશ ? ટેબલપર હાથ ઠોકતાં ફરી મનસાથે બોલી " મારાં કૌશલ્યને આડે આવનાર અજીતકુમાર તો મરણ પામ્યો છે તો સુકુમાર તું એક પતંગીઆનો નાશ કરતાં કેટલી વાર ? જો હું તારો ગર્વ ન ઉતારૂં અને રીબાવી રીબાવી ન મારૂં તો આજ સુધીનું મારૂ જીવન વૃથા ગયું સમજીશ."

તે ચાલીમાં આમ તેમ ફરવા લાગી કંઇ વિચાર આવતાં હાંક મારી " કાંતિ ?"

તેજ પળે એક વૃદ્ધા દાખલ થઇ અને કહ્યું હુકમ ?"

વૃદ્ધાની ઉમર સાઠ વરસની હતી પણ તેની ચાલ એક યુવતીને પણ શરમાવે એવી હતી. વૃદ્ધાનું નામ કાત્યાયની હતું તે સ્નેહલતાની ખાસ માનીતી દાસી હતી. સ્નહલતા તેને 'કાન્તી' કરી બોલાવતી. તેને હાક મારતાં તે 'હુકમ' કહી આવી હાજર થઇ.

" હું શું કહેવા માગું છું તે શું તું નથી જાણુતી ?"

" સારી રીતે જાણું છું." વૃદ્ધાએ પણ હાજર જવાબી જવાબ આપ્યો.

" એ કામ આવતી કાલેજ થવું જોઇએ."

" હુકમ કર્યો જેટલો સ્હેલ છે. તેટલો બજાવવો સ્હેલ નથી. તેમાં પણ સુકુમારને હાથ કરવો છે એ કામ સાપના રાફડામાં હાથ નાંખ્યા-બરાબર છે."

" તે હું જાણું છું પરંતુ તેને પકડી લાવ ગમે તેમ કર—"

" તમે તેને કયાં અને શું શિક્ષા કરશો. ?"

" શિક્ષા ? બીજું શું ? ખુન. બસ ખુન કરીશ. એને રીબાવી રીબાવી મારીશ, પણ નહિ, હું મારા હાથે ખુન નહિ કરૂં. તેનું કાશળ તું કઢશે તો થશે." " તેમ થશે" કહી વૃદ્ધા જવા લાગી તેને અટકાવતાં

બોલી "સાંભળ કાન્તિ આપણને આવતી કાલે પ્રાતઃકાળે આ ઘર છોડવું પડશે."

"એ બાબતની વ્યવસ્થા મેં આગળથીજ કરી રાખી છે. મારે એકવાર રંગીનીને મહેલે જવું પડશે. કારણકે સુકુમારને સપડાવવાને પ્રપંચની જરૂર પડશે. તેવાં કામ પાર પાડવામાં તે ઘણીજ ચાલાક છે. તેમજ મારી સાથે તેનો સારો મિત્રાચારી દાવો છે, તમે એ બાબતમાં નિશ્ચિંત રહેજો. હું પોતે એ કાર્ય પાર પાડીશ."

સ્નેહલતાને વૃદ્ધા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તેની યુક્તિ પર હસતાં કહ્યું "જો તું સફળ થઇ તો સારૂ ઇનામ મેળવીશ."

કાત્યાયનિ ચાલી ગઇ. સ્નેહલતા પણ "બચ્ચા સુકુમાર ! તું હવે કેમ છટકવા પામે છે તે જોઉં." બોલતી ચાલી ગઇ.

# પ્રકરણ ૫૧ મું.

## નવો પ્રેમ.

સુકુમાર સ્નેહલતા ઉપર ઘણોજ ક્રોધે ભરાયો હતો. ઉતારામાં આવી તરતજ બીછાનામાં પડયો, પરંતુ નિદ્રાદેવીએ તેના ઉપર આજે કૃપા કરી નહિં. આજે બનેલા બનાવો ઉપર તે નાનાવિધ વિચાર કરવા લાગ્યો. અજીતકુમારે ભવિષ્ય બરાબર કહ્યું હતું. જો આજે પીસ્તોલ પાસે ન હોત તો જીવતો નીકળવા આશા નહતી સાથે જો યુક્તિ ન લડાવી હોત તો હજી થોડો કટાકટીનો વખત આવત પણ તે કેવી પીશાચીની ? હવે તે છેડાઇ છે તો તેનાથી બહુજ સંભાળીને ચાલવું પડશે.

આવી જાતના વિચારોનો અંત આવ્યો. સાથે રાત્રીનો પણ અંત આવ્યો. પ્રાતઃકાળે અજીતકુમારની મુલાકાત લેવા તે ઘરની બહાર નીકળ્યો. જે રસ્તાપર હમેશાં તે ફરવા જતો હતો તે રસ્તાપર ચાલવા માંડયું. આજે તે રસ્તાપર નવો દ્રશ્ય દ્રષ્ટિગોચર થયો.

રસ્તાની પાસેનાં એક ઘર ઉપર "આ ઘર ભાડે આપવાનું છે" એવી જાહેર ખબર ચોંટેલી જોઇ હતી—તે હમેશ જોતો હતો પણ આજે

તો તેમાં કોઇ આવી રહ્યા હોય એમ જણાયું. જાહેરખબરનું પાટીયું નહોતુ.

સુકુમાર ઘડીભર વિચારમાં પડયો. આ ઘરમાં ગઇ રાત્રીએ કોઇ નહતું અને અત્યારે કોણ આવી રહ્યું હશે ! પણ તેજ પળે સુકુમારે એક નવયૌવના સ્વરૂપવાન યુવતીને ચાલીમાં પસાર થતાં જોઇ. સુકુમાર આ બધુ શું તે કલ્પી ન શકયો. ને પાંચસાત વિચાર કરી અજીતકુમારના ઉતારા તરફ ચાલ્યો.

સુકુમારને જોતાંજ અજીતકુમારે કહ્યું "સવારના શું કંઇ નવી ઘટના બની છે કે ? સુકુમાર ?

તરતમાં બન્યું નથી પણ રાત્રીએ જે બનવાનું હતું તે બન્યુ છે." રાત્રે સ્નેહલતાને ત્યાં જે જે ઘટના બની હતી તે અથથી ઇતિ સુધી સુકુમારે કહી બતાવી, એ સાંભળી અજીતકુમારે કહ્યું "ઓ ભગવાન ! સુકુમાર તમે એ શું કર્યું ? મારી મહેનતને તમે ધુળમાં મેળવી." કહી એક નિશ્વાસ નાખ્યો. "મેં ધૂળમાં મેળવી ?" સુકુમારે અજાયબ થતાં પુછ્યું.

"હા તેમજ મેળવી, મેં તમને પ્રથમથીજ શીખામણ આપી કહી મેલ્યું હતું કે અપરાધીને મુઠીમાં રાખીનેજ કામ પાર પાડવું એજ ખરા ડીટેકટીવનું કાર્ય છે, સ્નેહલતા તમારી ઉપર પુર્ણ વિશ્વાસ રાખે છે અને તેથીજ તમારી સાહ્યતાથી મ્હ કામ તરત પાર પડશે એવું જાણીનેજ એ કાર્ય તમને સોંપ્યું હતુ, પણ તમે તેના સાથે બગાડી આવ્યા તેથી મારી અર્ધ મહેનત રદ ગઇ છે."

સુકુમારનો ચ્હેરો ઉતરી ગયો ચ્હેરો શ્યામ વર્ણો બન્યો. તેને હતાશ થએલો જોઇ અજીત કુમાર બોલ્યો—"હશે જવા દો એ વાતને. મનમાં તેથી જરા પણ ખેદ કરશો નહિ, બનવાકાળ કોઇ પણ રીતે બને છે, હું એક પ્રખ્યાત અને સુક્ષ ગુરૂનો શીષ્ય છું તો સ્નેહલતા જેવી તુચ્છ સ્ત્રીથી ડરી જાઉં તેમ નથી. મારો અર્ધ પ્રયત્ન રદ ગયો છે ખરો, પણ એટલું સમજી બેશી રહેવાનું નથી. ધીરલડે ગે. આશા અમર છે."

સુકુમાર એક નિશ્વાસ નાંખતાં બોલ્યો "જો એણે મને મારી

નાખવા ભય દેખડયો હોત નહિં તો મારૂં ધૈર્ય ખુટત નહિં, પણ જ્યારે ખુન ઉપર વાત આવી ત્યારે સ્વભાવીક રીતે મારૂં ધૈર્ય ખુટયુ. હવે થયું તે થયું પણ મારે હવે શું કરવું ?"

અજીતકુમારે સુકુમારના કાનમાં કેટલાક વાતો કરી અને જવાની રજા આપી.

સુકુમાર પાછો એજ ઘર આગળ આવી પહોંચ્યો અને તે સુન્દરીને ફરી નિહાળવા આતુર નજરે ઉપર જોઇ રહ્યો. આશા ફળી, યુવતી તેજ ક્ષણે ચાલીમાં આવી. સુકુમારે એક ખોખાર માર્યો તેજ પળે તેમની—
"મળી દ્રષ્ટો દ્રષ્ટ"* * * * *

આંખ મળતાની સાથે યુવતીએ મોં ફેરવ્યું પણ ચાલી છોડી ગઇ નહિ ને તેટલામાંજ આંટા ફેરા કરવા લાગી. વચ્ચે વચ્ચે લજ્જીત ભાવે સુકુમાર તરફ જોવા લાગી.

સુકુમારના શરીરમાં કંઇ ચળવળાટ થવા લાગ્યો, અને અનિમોષ દ્રષ્ટિથી જોઇ રહ્યો. સુકુમારને નિરિક્ષણ કરતાં જણાયું કે તેની સેંથીમાં સીન્દુર નથી, કપાળમાં ચાંડલો નથી, હાથમાં અલંકાર નથી, પણ સાડી રેશમી પરિધાન કરેલી હતી. તેથી તેનું સૌન્દર્ય કંઇ અવનવુ દીપી નીકળતું હતું. સુકુમાર ઘેર જવાનું ભુલી ગયો અને એજ જગ્યાએ અહીંથી તહીં ફરવા લાગ્યો.

આવી રીતે બે ઘડીકા વ્યતિત થઇ ગઇ. તે દરમ્યાન ઉભયનાં નેત્રોએ સામાન્ય વાતચીત કરી લીધી.

સુકુમાર હસ્યો, સામે યુવતિ હસી અને ઇશારો કરતી પાસેના ઓરડામાં ચાલી ગઇ.

સુકુમાર પુનઃ દર્શનની આશાએ ત્યાં કેટલોક સમય ઉભો રહ્યો પણ ત્યાં યુવતી ફરકીજ નહિ. સુકુમાર નિરાશ થયો અને પોતાના ઉતારા તરફ પ્રયાણ કર્યું.

ભોજનથી પરવારી થોડી વિશ્રાંતિ લેવા કોચ ઉપર પડયો પણ તેનું અવ્યવસ્થિત મન એક ક્ષણ પણ આરામ પામ્યું નહિ. અંતે ઘરમાં ન ગોઠતાં બહાર નીકળ્યો અને યુવતીના ઘરતરફ ચાલ્યો.

---

* નળાખ્યાનમાંથી—પ્રેમાનંદ.

આ સમયે યુવતીનાં દર્શન થયાં એટલુંજ નહિં પણ વાતચીત કરવાનો પણ સમય મળ્યો. એ ઘરની પાસેથી એક લાંબી ગલી જતી હતી અને એ ગલીમાં એ ઘરનું દ્વાર હતું. ત્યાં યુવતી ઉભી અને સુકુમારને અંદર આવવા જણાવ્યું, સુકુમારને પણ એ વાત રૂચતી આવી. તેણે વિચાર્યું કે અંદર જવાથી એ વાત થશે. પણ—પણ દગો થાયતો! તો ઓષધ છે. તે દ્વાર પાસે આવ્યો. પ્રેમ દગાના ભયથી અંદર જવાની હિમત ચાલી નહિ. પણ તે એક વિચાર કરે તે અગાઉ તો યુવતિએ તેના ગળામાં હાથ નાંખ્યો ને અંદર ખેંચ્યો. આ વખતે સુકુમાર કઇ સ્થિતિમાં હશે તેનો વિચાર વાંચકોએજ કરી લેવો.

તેણે તે ઘરમાં યુવતી શીવાય બીજા કોઇને પણ જોયું નહિ. તેથી તેના મનમાં ભયનો સંચર થયો. કેટલીક વાતચીતપરથી જણાયું કે યુવતિ અને તેની બુઢી મા શિવાય બીજું કોઇ આ ઘરમાં રહેતુ નથી. યુવતિનું મોસાળ કલકત્તામાં હતું. તેઓ કંઇ કારણવિના કલકત્તા આવતાં નહતાં. આ વખતે યુવતિનો મામો બીમાર હોવાથી તેઓને કલકત્તામાં બોલાવવામાં આવ્યાં હતાં. આ ઘર પણ તેના મામાએજ ભાડે અપાવ્યું હતું. યુવતિ બાળ વિધવા હતી ખરી પણ તેના ઉપર જોઇએ તેટલો અંકુશ રાખવામાં આવ્યો ન હતો. તેની મા હમેશ કહ્યા કરતી કે તે કુટાઇ કુટાઇને હાડમાર થઇને પોતાની મેળે ધર્મ માર્ગે આવી જશે. જુવાની કંઇ કોઇથી સચવાય ? હું તો મારે કાન આડા હાથ દઉં છું. એનું ધર્મ કર્મ એ જાણે અને કદી અવળે પંથે ઉતરશે તો કયાં હિન્દુ શાસ્ત્રોમાં પ્રાયશ્ચિતોની ખોટ છે. થોડું છાણ થોડી માટી ખવરાવશું કે એ થયાં શુદ્ધ!!! દેહશુદ્ધી મેળવતાં શો વખત?

સુકુમાર આ વાત સાંભળી મનમાં કંઇ બબડયો. અને હિન્દુશાસ્ત્ર વિષે આવો હલકો મત આ ડોશી ધરાવે એ એને માઠું લાગ્યું.

યુવતિએ પોતાના જીવનનો થોડો ભાગ કહી સંભળાવ્યો અને અંતે કહ્યું કે "મારી મા આવતી કાલે ગંગાસ્નાન કરવા જશે અને જો આપ એ વખતે દર્શન આપશો તો હું આપની સદાની આભારી થઇશ."

સુકુમારે એ વખતે આવવાનું વચન આપ્યું અને જવાની રજા લીધી.

રસ્તામાં સુકુમાર મનમાં બોલ્યો "ગૃહસ્થોની સ્ત્રીઓમાં આટલું

નિર્લજપણું અને આવી બોલવાની છુટ હશે એતો આજજ જાણ્યું. વળી મૂર્ખો વચમાં શાસ્ત્રોને પણ પોતા જેવાંજ બનાવે છે. કોણ જાણે સંસારમાં કેટલી કેટલી ગેબી બાબતો સમાયલી છે ?

સુકુમાર પોતાના ઉતારે આવી થોડો નાસ્તો કરી સુઇ ગયો. આ વખતે નિંદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરી અને થોડીવારમાં ભર ઉંઘમાં પડયો.

સુર્યાસ્ત પહેલાંજ સુકુમાર ઉઠયો અને મોં ધોઇ અજીતકુમારને મળવા ઘર બહાર નીકળ્યો. આ વખતે તે ઘરની ચાલી તરફ નજર કરી પણ ત્યાં કોઇ દેખાયું નહિ.

અજીતકુમાર પોતાનાં કપડાં ઠીક કરવાના કામમાં મશગુલ હતો; તેને સુકુમાર આવ્યાનું ધ્યાન રહ્યું નહિ. સુકુમાર પણ તેની ચેષ્ટા જોતો ચુપ બેઠો, પણ થોડીવારે કંઇ કારણસર પાછળ જોતાં તેની નજર સુકુમારપર પડી તે હસ્યો અને કહ્યું "અહો કયારે આવ્યા ? પણ સુકુમાર જુઓ તો આ જામો તમારા જેવો નથી !"

"આ જામો મારો પણ તે અહીં કેમ આવ્યો ?" સુકુમારે વિસ્મય થતાં પુછ્યું.

આ જામો તમારો નથી પણ મેં અહીંજ તૈયાર કર્યો છે."

"વાહ ! ત્યારે વળી કોઇ ઉંડા પાણીમાં તરતા જણાઓ છો ખરા કયા માયાની જાળ પાથરશો ?' સુકુમારે હસતાં હસતાં પુછ્યું.

જુઓ—" કહી એક મોનું ફૉર્મ બહાર કાઢતાં કહ્યું "આ જુઓ આબેહુબ તમારી સીકલને મળે છે કે નહિં ?"

સુકુમાર મોંનુ ફોર્મ તપાસતાં બોલ્યો "આબેહુબ તેવુંજ ! પણ આ તમે કયારે કર્યું ? કેમ કર્યું ? તમે ડીટેકટીવો તો કંઇ અજબ શકિત ધરાવતા લાગો છો ?"

"પણ આથી હું બરાબર તમારા જેવો લાગીશ કે નહિં ? અને વખતપર તમારો પાઠ ભજવી શકીશ કે નહિ ?

"શકશો. ખચીત શકશો. પણ મારા જેવો સ્વર કયાંથી લાવશો ?"

"જો કે બરાબર તેવોજ તો સ્વર નહિ કહાડાય તો પણ બાર આના તો તેમાં ફતેહ મેળવીશ. ઠીક છે. એ વખત આવે જણાઇ રહેશે પણ આજના નવીન સંભળાવો."

"સાંભળો-સ્નેહલતા સાથે આજે ફરી મેળાપ થયો નથી અને તેના વિશે કંઇ સાંભળ્યું પણ નથી. પણ મારી પોતાની બાબતમાં કંઇ નવીન છે." કહી આજે બનેલ તથા કાલે બનેલ દરેક હકીકત અક્ષરે અક્ષર જરાપણ ભેદ રાખ્યા વિના કહી સંભળાવી. અજીતકુમાર તે સઘળું સાંભળી બોલ્યો 'સુકુમાર ઘણુંજ સારું થયુ કે તમે આજે મને બધી વાત ખુલ્લા મનથી કહી પણ તમે ત્યાં જાઓ છો એમ તેના ઘરમાં બીજું કોઇ જાણતુ નથી ?"

"તેના ઘરમાં તેની માતા સિવાય બીજુ કોઇ નથી."

"તેનું નામ શું ?" અજીતકુમારે વિચાર કરી પુછ્યું.

"આતુર બાળા."

"બીજી રીતે કેમ દેખાય છે ?" ભેદ ભરેલો પ્રશ્ન હસતાં અજીતે પુછ્યો.

"દેખાય છે તો ઠીક."

આ વખતે અજીતકુમાર કોઇ વિચારમાં ડુબેલો જણાયો અને પછી ડોકુ ધુણાવતાં બોલ્યો. "સુકુમાર મને તો આમાં શક પડે છે મને એ કામ સારું લાગતું નથી. તમે ખુબ સાવધાન રહેજો, પણ આતુર-રહેવી ! વાહ ગૃહસ્થના ઘરમાં કેવું રસીલું નામ ? નહિં સુકુમાર મને એ રૂચતું નથી તમે ખુબ સાવધાન રહેજો."

'તમે એને વેશ્યા સમજી ભુલ ખાતા નહિં" સુકુમારે નિરાશ હૃદયે કહ્યું.

"હું વેશ્યા સમજું છું એટલુંજ નહિ પણ વધારે—"

"વધારે શું ? શું હું એના પ્રેમમાં પડી ખરાબ થઇશ ?" સુકુમારે વચ્ચમાંજ કહ્યુ.

"તમે એને બાળવિધવા કહો છો પણ કદી તે હશે, તો પણ તમે જેને તેની માતા સમજો છો તે તેની માતા હોવાને બદલે કુટણુ હોય એમ સમજાય છે. યાદ રાખજો કે તમે એના પ્યારમાં ફસ્યા તો પછી બહાર આવવું બહુજ મુશ્કેલ છે."

"અને કદી તેમ થશે તો એક અનુભવ થશે." હસતાં સુકુમારે કહ્યું.

" એ ખરૂં પણ કયાંઇ જીવનના અનુભવનો સ્વાદ લેવા જતાં જીવનનો ભોગ ન આપવો પડે તે પણ ખુબ યાદ રાખવું."

" હું તમારા વાકયોનું રહસ્ય સમજી શકતો નથી."

" કેમ ? એતો સ્હેજ છે, જેવી રીતે તમે તેને નવીન સમજી તમારો પ્રેમ આપો છો તેવીજ રીતે બીજાઓ પણ કોણ જાણે કેટલાએ પ્રેમ આપ્યો હશે. તો પછી તેઓ તમારો કાંટો દુર કરવા નિશ્ચય કરશે અને તમને ખોખરા કરશે પણ કદી ઘડીભર આંગુર બાળાને એક ગૃહસ્થના ઘરની બાળ વિધવા સમજો તો પણ તે સ્નેહલતા તરફથી તમને ફસાવવાને જાસુસ છે એમ શા માટે ન સમજવું! ગમે તેમ હો પણ સાવધાન રહેજો અને દરરોજ બનતી વાતો નિષ્કપટ ભાવે આજની માફક કહી સંભળાવજો "

સુકુમારને એ ઉપદેશ ગોઠયો નહિ તો પણ સમયને માન આપવા હા, એ હા, કરી અને ઉઠવાની રજા લીધી. રસ્તામાં વિચાર આવ્યો—અજીતકુમાર દરેક વાતમાં શક લે અને બીજાઓનાં હૃદય પણ શંકિત બનાવે—પણના—તે એક પાકો ડિટેકટીવ છે તો તે પણ કંઇ ખોટું અનુમાન નહિંજ બાંધે. આવા રીતના અનેક વિચારો કરતાં કરતાં ઘેર પહોચ્યો અને ખાઇને નિદ્રાધિન થયો.

બીજે દીવસે પ્રાતઃકાલે સુકુમાર આંગુર દેવીના ઘર આગળ આવી ઉભો. આંગુર બાળાતો કયારનીએ તેના રાહ જોતી ચાલીમાં આવી ઉભી હતી. તેણે સુકુમારને અંદર આવવા ઇશારત કરી, સુકુમાર અંદર ગયો જ્યાં તેણીએ જણાવ્યું કે આજે તેના મા સાંજે પોતાને પીયર જશે તે વખતે સુકુમાર તેની સાથે ગાડીમાં ફરવા ચાલે તો વાતો કરવાની ઘણીજ સ્હેલ પડે. અને પછી એકાન્તનો પણ લાભ મળે. ગાડીની વ્યવસ્થા કરી રાખીશ અને બીજી પણ વ્યવસ્થા કરીશ.

સુકુમાર 'એકાન્તનો લાભ મળશે' સાંભળી ઘણોજ ખુશી થયો અને અધિરો થઇ પુછવા લાગ્યો. 'બીજી વ્યવસ્થા શું કરવાની છે ?"

" તમે રસ્તાના નાકા આગળ ઉભા રહેજો. ત્યાં હું તમારી પાસે મ્હારી મોટી બેન સાથે ગાડીમાં આવીશ ત્યાંથી તમે પણ ચડી બેસજો."

સુકુમારના પેટમાં " મ્હોટી બેન ' શબ્દ સાંભળી ફાળ પડી. વળી ત્યાં મ્હોટી બ્હેનનું શું દાટયું છે ? તેણે પુછયું " તમારી મ્હોટી બેન

કોણ છે ? પણ તે ક્યાં સુધી રહેશે ?"

"ત્યારે તો આપણે એકલાજ—"

"નાના એમ તો એકલાં જવાય નહિ એતો મારા મામાના ઘરની બુઢી નોકરીયાણી આપણની સાથેજ રહેશે."

"ત્યારે આપણી યુકિત કેમ પાર ઉતરશે ?"

"તેની તમે કશી ચિંતા ન કરો. મેં પહેલાંજ તેને કહી રાખ્યું છે કે મારા એક શાસ્ત્રી સાથે ફરવા આવનાર છે, તે ચિકીત્સક છે તો તેની સાથે વાતો કરવાની મજા પડશે. આથી તેણે તમને છુટ આપી છે."

સુકુમાર મનમાં બોલ્યો "ઘણીજ પાકી છોકરી ! પણ આટલી નાની વયમાંથીજ તે કેવા પ્રપંચ કરતાં શીખી છે ? બીજાઓને ઠગવાની જાળ ગુંથતાં કેવી આવડે છે ? પણ આંગુર તરફ જોઇ બોલ્યો "પણ તે ગાડીમાં હશે તો વાતો કેમ કરી શકશું ?"

"વાતો કરવાની તો ખુબ મઝા પડશે. તે કાને બ્હેરી છે. પ્રભુએ ઘણોજ મઝાનો સરસ વખત આપ્યો છે. તો શું આપણે તેનો લાભ ન લેવો ?" અંગુરે કટાક્ષ કરતાં કહ્યું.

અંગુરનું સ્મિત મુખડું જોઇ સુકુમાર પાણી પાણી થઈ જાય એમાં નવાઇ ન હતી. અંગુર એક ઘણીજ સ્વરૂપવાન કન્યા હતી. તે તેમ કરવા સ્વિકૃત થયો. વખત ઘણો વ્યતિત થયો હતો અને અંગુરે માતાને આવવાને વખત થયો છે એવું જણાવી જવાની રજા આપી. સુકુમારે એક ચુમી લેવા ઇચ્છયું. પણ તે ઇચ્છે તેની અગાઉ અંગુર તો ચાલી ગઇ હતી.

---

# પ્રકરણ ૧૫ મું.

## "યમાલય"

---

અજીતકુમાર સાથે મેળાપ થતાં સુકુમારે બનેલી સઘળી હકીકત કહી સંભળાવી અને અજીતકુમારે બધી વાત સાંભળ્યાબાદ કહ્યું

"સુકુમાર ! તમે જોઇ શકયા હશો કે મારૂં પણ અનુમાન સત્ય હતું. આંગુરદેવી માત્ર સ્નેહલતાનું હથિયાર છે.

સુકુમારને એ વાત ઉપર ઘણો વિશ્વાસ આવ્યો નહિં, પણ તેને વિચાર આવ્યો કે અજીતકુમારનું ધારવું કંઇ પણ ખોટું નહિ હોય અને આજ સુધીનાં અનુમાનો સાચાંજ પડયાં છે. અલબત સ્નેહલતાને અજીતકુમાર પીશાચીની ધારે છે તેટલી તે પીશાચીની નથી એમ નથી, પણ દરેક કાર્યમાં કંઇ તેનો હાથ હોય એમ સંભવિત નથી. પણ કદી બની પણ શકે પણ-ત્યારે મારે શું કરવું ? ચાલો આપણે નશીબ અજમાવશું. બનવાનું હશે તે બનશે. આ પ્રમાણે વિચારી બીજી અરસ પરસ વાતો કરી સુકુમાર છુટો પડયો.

આજનો આખો દિવસ ચિંતાઓમાં ગાળ્યો. એક કલાક એક યુગ સમાન જણાયો. મહા કષ્ટે આજનો દિવસ વ્યતિત કર્યો અંતે સુર્ય-નારાયણે કૃપા કરી અને અસ્તાચળમાં ચાલ્યા ગયા.

સુર્યાસ્ત પછી તે તરતજ ઉલટભેર ઘરની બહાર નીકળી પડયો. રસ્તાને નાકે જતાં માલુમ પડયું કે એક ગાડી તેની રાહ જોતી ઉભી હતી. થોડીવારે તે ગાડીની સમીપ આવી પહોંચ્યો. તેને આવેલ જોઇ અંગુર હસતે મોંએ બોલી " શાસ્ત્રીજી બરાબર વખત ઉપર આવ્યા." કહી બન્ને હાથની મદદથી આપણા સુકુમાર શાસ્ત્રીજીને ગાડીમાં ખેંચી લીધા અને અંગુરે વૃદ્ધ ડોશીના કાનમાં મોં નાંખી બુમ મારી કહ્યું " સાંભળો છો કે આપણા શાસ્ત્રીજી માત્ર શાસ્ત્રીજી નથી પણ એક જબરા ચિકીત્સક પણ છે અને કલકત્તાના મ્હોટા વૈદ્ય છે."

એમ કે ! ત્યારે તો રોગ જલદી મટશે," કહી વૃદ્ધા ચુપ રહી.

કેટલોક વખત ગાડી એમજ દોડયા કીધી પછી એક ઘર આગળ આવી અટકી ઉભી રહી જ્યાં બધાં ઉતરી પડયાં. ઘરની જરજરીત ભીંતોમાં ચારે તરફ મોટાં મોટાં બાકોરાં હતાં અને આસપાસ બેચાર આંબાના ઝાડ તથા બીજી બે ચાર જાતનાં ઝાડો હતાં તે સર્વે જોતાં જોતાં સુકુમારે તે ઘરની અંદર પ્રવેશ કર્યો બધાં સીડી ઉપર ચડયાં. ઉપર જતાં એક મોટો શણગારેલો ઓરડો દેખાયો. એ ઓરડામાં બીજા ખંડોમાં જવા માટે બીજાં ચાર દ્વાર હતાં. સુકુમારને એક ખુરશી પર બેસવા કહ્યું, અને વૃદ્ધા ચાલી ગઇ. અંગુર પાસેની ટેબલ પર આવેલાં કામળો

રાખી વાંચવા લાગી. સુકુમારે ઘરની ભવ્યતા જોઇ કહ્યું. ' આંગુર તમારા આ મ્હોટાં ઘરમાં તમારા શિવાય બીજુ કોઇ કેમ જણાતું નથી ? અને—

સુકુમાર પોતાનું વાકય પુરૂ કરે તે પહેલાં આંગુર બોલી ઉઠી " હું આંગુરબાળા નથી "

સુકુમારની અજાયબીનો પાર રહ્યો નહિ. એણે બરાબર જોયું કે એતો એજ ગાડીમાં મારી સાથેજ હતી. પણ–પણ ત્યારે સ્વરમાં કેમ ફરક જણાય છે ? તેણે સાહસ કરી ફરી કહ્યું " માફ કરજો, હજી હું તમને આંગુરબાળા હેનીજ સમજુ છું. પણ જો તમે આંગુર નથી ? તો બીજા કોણ છો ? "

" હું કોણ છું તે તમે જાણવા માગો છો ? " " હા મારે જાણવુંજ જોઇએ. "

" જુઓ હું કોણ છું ? " કહી સ્નેહલતાએ પોતાનો ટુપ ઉતારી નાંખ્યો. મોં ઉપરથી રૂમાલ ફેરવી ફેંકી દીધો, સુકુમાર હવે સ્પષ્ટ જોઇ શકયો કે આતો સ્નેહલતા ? બાપરે–તેનું આખું શરીર એકવાર ધ્રુજ્યું.

" અજાયબ કેમ થાઓ છો ? " લતાએ સ્મિતવદને પૂછ્યું.

" અજાયબ થયો નથી. "

" અજાયબ થયા છો એટલુંજ નહિ પણ સાથે બ્હીના પણ છો. ! ખરૂં કે ? "

" બ્હીવાનું કે અજાયબ થવાનું બીજુ કશું કારણ નથી પણ માત્ર દગાથી હું ડરૂં છું. આજનું પરિણામ કંઇ ગંભીર આવશે. આમ થશે તે તો હું પ્રથમથીજ જાણતો હતો પણ પછી વ્હેલું કે મોડું. "

" ઘણુંજ સારૂં. પણ આજ જ્યારે તમે મારા મ્હેમાન તરીકે આવ્યા છો તો મારે તમારી ખબર લેવી જોઇએ, પહેલાં થોડો નાસ્તો કરો. " સ્નેહલતાએ બે રકાબી લાવવા અનુચરને હુકમ આપ્યો હુકમાનુસાર બે રકાબી હાજર થઇ સ્નેહલતાએ શરૂ કરવા કહ્યું.

સુકુમારે કશો જવાબ ન આપ્યો પણ સ્નેહલતાના મોં સામુ જોઇ રહ્યો.

સ્નેહલતા તેના મુખ ઉપરથી તેનો ભાવ સમજી ગઈ અને બોલી "તે દિવસ આપનાં વિરૂદ્ધ મેં આચરણ કર્યું અને તકરાર થઇ તેથી કદી આજે તમને હું વૈર વાળવા ખાવામાં ઝેર આપું એવો તમને સંદેહ થયો હોય એમ જણાય છે; પણ ચાલો હું પણ એ સંદેહના નિવાર્ણાર્થે એજ રકાબીમાંથી તમારી સાથે ખાઉં છું."

"પણ આટલી ખાતર શા માટે ?"

"આટલી ખાતર શા માટે ? મેં ક્યારે આપની ખાતર નથી કરી ?"

"પણ ત્યારે અહીં બોલાવવા આટલો પ્રપંચ શા માટે ?"

"જ્યાં સુધી તમે મારા હાથમાં ન પડો ત્યાં સુધી તમે મારૂં કહેવું મનો ખરા !"

"ત્યારે તમે શું એમ ધારો છો કે હું તમારા હાથમાં છું ?"

નિશ્ચય, એમ ધારવામાં જરાપણ ખોટું નથી. હવે તમારૂં મરણ જીવન મારા હાથમાં છે, જો તમે પેલા કાગળો આપો તો હું તમને આગળની માફક ચાહીશ."

"ચાહાવાના દિવસો ગયા. મને ચાહો યા ન ચાહો તેની મને દરકાર નથી, પણ હું તે કાગળો પ્રાણાન્તે પણ આપવાનો નથી."

"યાદ રાખો સુકુમાર કે તમારૂં મર્ણ જીવન મારા હાથમાં છે." ભય બતાવતાં લતા બોલી.

"પણ તેથી શું ? મારૂં મરણ અને જીવન માત્ર પરમાત્માના હાથમાં છે, મને તમે તસભાર પણ નુકશાન કરી શકો તેમ નથી."

"ત્યારે શું પેલા કાગળો નહિં આપો ?" લતા ક્રોધીત સ્વરે બોલી.

"નહિં નહિં અને હજારવાર નહિં" પગ પછાડતાં ગર્જના કરતાં સુકુમારે કહ્યું.

"ત્યારે ચાખો ફળ" કહી એક કળ દાબી કે તે સાથે ચાર હથિયારબંધ માણસો દાખલ થયાં સુકુમારે મનમાં વિચાર્યું "મેં કેટલી ગંભીર ભુલ કરી છે. પ્રેમની સ્હેલમાં—એકાન્તની આશામાં પીસ્તોલ પણ વીસરી ગયો. અજીતકુમારનું કહ્યું પણ માન્યું નહિ, આજે મેં મારે પોતાને હાથેજ વિનાશ કર્યો છે. ચાલો પરમાત્માપર ભરોંસો રાખો—થાય તે જોવું. અનાથનો બેલી એ છેજ." આ વિચારની પુર્ણાહુતી થાય તે પહેલાં સ્નેહલતાએ હુકમ કર્યો ", એને જકડીને બાંધો."

તેજ ક્ષણે ચાર જણે સુકુમારને પકડો કહી પકડી જમીન પર સુવાડી દીધો અને હાથ પગ બાંધ્યા. સુકુમાર જરા પણ સામો થયો નહિ. સ્નેહલતાએ નોકરોને બ્હાર જવા હુકમ કર્યો. અને સુકુમાર તરફ જોઇ બોલી "કેમ હવે માનવું છે કે નહિં ?"

"હું કશું સાંભળવાનો નથી—બસ તું તારાં કાળાં પીશાચી કામો કર્યે જા." તિરસ્કાર કરતાં સુકુમારે કહ્યું.

"હજી તમને સમજણ પડતી નથી કે આ વખતે તમે કઇ સ્થિતિમાં છો ? આ વખતે જો હું આ છરો ભોંકવા માગું તો કેટલી વાર ?"

'હું પણ એમજ ઇચ્છું છું. તારા જેવી નીચ, અધમ, ડાકણ અને રાક્ષસીને સાથે ઉભા રહેવા કરતાં મરણ હજાર દરજ્જે ઉતમ છે" ધીક્કાર આપતાં સુકુમાર બોલ્યો.

સ્નેહલતાનાં ચક્ષુ લાલ થયાં, આંખમાં અગ્નિની જવાળા પ્રકટીને કાંપવા લાગી અને ગર્જના કરતી બોલી "અપમાન ! સુકુમાર મારૂં અપમાન કરવાથી શું ફળ આવશે તે તું જાણે છે ?"

"અપમાન નથી કરતો પણ ખરૂંજ કહું છું. તું એક દસ્યુપાલિતા લુંટારાથી પોશાયલી છોકરી જેવી નરઘાતક અને પાપી—ખુની છે તેવી બીજી કોણ હશે ? ખોટું નથી, અપમાન નથી, પણ એક ખરીવાત કહું છું. બીજા શબ્દો મારી પાસે નથા તો તને શેની ઉપમા આપુ ! બસ હવે તું ગમે તે કર—બસ જલદી મારૂં ખુન કર."

"અધીરા ન બનો. હું કોઇનું પણ ખુન કરતીજ નથી અને આજે પણ તમારૂં ખુન નહિ કરૂં પણ ખુનથી પણ અધિક ભયંકર મારા યમાલયમાં તમને મોકલીશ."

"અરે તેથી પણ બીજે ભયંકર જગ્યાએ મોકલ પણ તારા આગળથી દુર કર. તારૂં દુષ્ટ મોં જોવાથી પણ નર્કવાસ કરવો પડે એમ છે. બસ જલદી મોકલ—હું પરમાત્માના દરબારમાં ઇન્સાફ મેળવવા જવા ઇચ્છું છું.

"હું તમારી આકાંક્ષા પુર્ણ નહિં કરૂં. યમાલય કરતાં પણ સુનાની અંધીના ઘરમાં પુરીશ અને ત્યાં ત—" સ્નેહલતા આગળ બોલતાં અટકી.

" અને પછી શું ? " અધીરો થતાં સુકુમાર બોલ્યો.

" તે પણ સાંભળવા ચાહો છો ? તો ત્યાં તમને ભુખ અને તરશાથી ધીરે ધીરે મૃત્યુવશ થવું પડશે—રીબાઇ રીબાઇ મરવું પડશે. આ પ્રમાણે તમારૂં ભક્ષણ કરવા માગું છું. બોલો તૈયાર છો ? "

" હું ખરા દીલથી તૈયાર છું "

" તો તમને ત્યાં જલદી મોકલવામાં આવશે. સુકુમાર તમે આ પીરશાયલાં ભોજનમાં વિષ હોવાનું ધારતા હતા પણ નહિં, એવી રીતે વિષ આપી હું તમને જલદી મારી નાંખવા નથી માગતી. પણ હું તો તમને દારૂણ દુઃખોથી ખુમો પાડતા, કષ્ટતા અને પગ ઘસતા રીબાઇ રીબાઇ મરણ પામો એ જોવા ઇચ્છું છું તમે મને અકપટ ભાવે ચાહી શકતા નથી, મારી ઉપર વિશ્વાસ મુકી શકતા નથી, તો તેનાં ફળ ભોગવો, પણ તેનું હજુ પ્રાયશ્ચિત્ત છે તે એ કે કાગળો અને જીવતા રહી દુનિયા મહાલવાની તક ન ખુવો. "

હું તમારી પાસે દયાની ભિક્ષા માગીશ નહિ. મારો નાથ મને ઉગારશેજ. તમે છાશ પીતાંજ રહેશો. જો મને દૃઢ આસ્થા છે તો મારો કદી પણ વિનાશ થવા નહિ દે છતાં પણ વિનાશ થશે તો તેનું સ્મરણ કરતાં મરીશ કે જેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય. કાગળ મારે ઉતારે છે ત્યાંથી લઇ આવજો તને જરૂર હોય તો. મારાથી હવે તારૂં-તમારૂં માન જળવાઇ શકાય તેમ નથી, તમારૂં પ્રાયશ્ચિત મેળવવા માગતો નથી પણ ફળ ભોગવવાજ માગું છું.'

" તમે ઘણાજ સાહસી છો. તમે જીવતા રહેવા ઇચ્છતા નથી તો શું તમને તમારૂં જીવન વ્હાલું નથી "

" હવે મને તું ન સતાવ—ન સતાવ—ખુની, ઓ અધમ નર ઘાતક પીશાચની ! અરે ડાકણ ! તું મારી આગળથી દુર જા હું જીવવા નથી ઇચ્છતો. " કહી પોતાનું મોં ઢાંકી દીધું.

સ્નેહલતાએ પણ તેનો ઉત્તર ન આપતાં ઘંટડી વગાડી, તે સાથે ચાર માણસો દાખલ થયાં. તેમને સુકુમારને યમાલયમાં નાંખવા હુકમ કર્યો અને ક્રોધથી તિરસ્કાર વર્ષાવતી ચાલી ગઇ.

તેના હુકમથી જમીન નીચેના ઘરમાં આવેલાં યમાલયમાં તેને લઇ જવામાં આવ્યો. આગળના વખતમાં બંગાળામાં જમીનદારો પોતાની રૈયતને શિક્ષા આપવા માટે જમીનમાં આવાં ઘરો બનાવી રાખતા હતા; તેવીજ રીતે સ્નેહલતાનું ઘર પણ એક જુના જમીનદારનું ઘર હતું, સુકુમારને યમાલયમાં રાખવામાં આવ્યો હતો. ત્યાં ધીમો ધીમો દીવો બળતો હતો. ધીમો દીવો રાખવાનું કારણ એટલુંજ કે કેદી પોતાનું દુઃખી શરીર જોઇ શકે અને અતિ તરફડીયાં મારે. સુકુમારને એક ખીલી સાથે ઉભોજ બાંધી દેવામાં આવ્યો કે દીવો હોલાવી ન નાખે. સુકુમારને આવી સ્થિતિમાં છોડી અનુચરો કહો કે યમના દુતો કહો તે ચાલ્યા ગયા.

સુકુમાર પોતાની સ્થિતિ જોઇ શક્યો નહિ. તેનાથી એકદમ રડી જવાયું અને અજીતકુમારનાં દેવતાઇ વચનો યાદ આવ્યાં—અરે અજીતકુમાર ! તું એક જીવનો આ પૃથ્વીપરનો દેવતા છે. તારાં અનુમાનો સત્ય ઠર્યાં છે. પ્રેમનો અનુભવ લેવા જતાં આજે દુઃખનો અનુભવ લેવા વખત આવ્યો. અરે ઓ દુનિયાના અંધ પ્રેમી યુવકો કે પ્રેમઅંધા યુવકો આ મારી સ્થિતિ જોઇ વિચાર કરજો. ઓ જુવાનીઆઓ અરે તમે મારા ઉપર એક અશ્રુ જરૂર વર્ષાવજો. અજીતકુમાર ! આપણા હવે છેલ્લા સલામ, હવે તમે એકલા કામ કર્યા કરો ને સુકુમારને મેળવવાની આશા છોડો. આજે સુકુમારનો પત્તો તમને મળનાર નથી. આજે તો સુકુમાર મરશેજ પણ કેમ મરે ? જીભ કચરીને પણ મરાય એમ નથી મોંમાં એક ગોળ લાકડું મારી ગયા છે. ત્યારે—ત્યારે બસ પરમાત્માને યાદ કરતાં રીબાઇ મરવુંજ—અહંહંહં—અરે આ કેવી દશા ? વડીલનાં–ગુરૂઓનાં વચન ન માન્ય કરનારની આ દશા—"

વાંચનાર ! તું યુવાન હો કે વૃદ્ધ હો તો પણ પરપ્રેમી થજે નહિ, અને થઇશ તો આ સ્થિતિ સમજજે—લે—લે,' આજેજ પરપ્રેમી નહિ થવા પ્રતિજ્ઞા લે. સુકુમારનું ગળુ હવે સુકાવા લાગ્યું. તેના ગળા સુધી એક ગોળ લાકડાનો કટકો બાંધ્યો હતો જેથી તે વધારે સ્પષ્ટ બોલી શકતો નહતો. ગોળગોળ બોલાતું હતું. હવે તે વધારે બોલી ન શકયો. તરફડાટ મારવા લાગ્યો. અરધો કલાક તરફડીયાં માર્યાં; અંતે શ્વાસ રૂંધાયો અને શાન્તપણે લટકી રહ્યો.

# પ્રકરણ ૧૭ મું.

## " હું તમારે શરણે છું, રક્ષા કરો."

સુકુમારને યમાલયમાં કેદ રાખ્યાનો હુકમ કર્યા બાદ સ્નેહલતા ટેબલ પાસેની એક ખુરશીપર બેઠી. તેના હુકમસર કામ થયું એ ખરૂં તો પણ તેથી તેના આત્માને શાન્તિ વળી નહિ. તેણે વિચાર્યું—શું તે એટલો બધો મુર્ખ છે કે કાગળ જ્યાં ત્યાં રઝળતો રાખે ! સુકુમારને ઉતારે એક માણસ મોકલી તપાસ કરાવીશ અને જો ત્યાં કાગળ હશે તો જરૂર મળશે. પણ કદી તેણે તે કાગળ કાંઇ છુપાવી રાખ્યો હોય તો શું કરવું ! કદી તે અગાઉથીજ મારો મનોભાવ જાણી ગયો હોય અને તે કાગળની કોઇ બીજી વ્યવસ્થા કરી નાંખી હોય તો પછી મારી શી વલે થાય ? તે ભુખ અને તરસથી રીબાઇ રીબાઇ મરણ પામશે એ ખરૂં; પરંતુ તેથી મને શું ફાયદો ? અરેરે ! મેં કેટલા બધા પુરૂષોનાં જીવન ધુળ મેળવ્યાં ? કેટલા પુરૂષોનાં નાકકાન કાપી મરણ તુલ્ય કર્યા, કેટલાં ખુનોનાં મહા પાપ મારે શિરે પડયાં ? અહો એ બધું શામાટે ? હું સ્ત્રી થઇ કેટલા દેશો રખડી રઝળી પણ કયાંઇ સુખથી બેસવા ન પામી—પણ એ બધું શામાટે ? શું મેં એ બધું પૈસા વાસ્તે કર્યું ? ના. ત્યારે ?" ફરી તે વિચારમાં નીચે જોઇ રહી પાછી મન સાથે બોલી—માત્ર એક બાલિકાની માયાનો ત્યાગ કરી, બીજા નહિ જેવા લોભોને વશ નહિ થતાં હું સંસારી બની હોત તો આજે આવો દારૂણ મનસ્તાપ કરવાનો સમય આવત નહિ. ડીટેકટીવ અમલેન્દુએ જયારે પકડવાને પ્રથમ પ્રયાસ કર્યો અને જો હું તે વખતે જ પકડાઇ હોત તો પણ આજે મારો આત્મા શાન્તિ લાભ મેળવી શકયો હોત, પણ મેં શામાટે તેમ ન કર્યું ? અહોરાત્ર દુઃખ ભોગવવા અને કુંવારી જીંદગી ફકાડવાને શામાટે હું અભાગણી જીવતી રહી ?" ફરી ઉંડા વિચારમાં પડી ક્ષણ કાળ પછી ફરી બોલીઃ- "બસ નહિ, મેં જ્યારે આવીજ જીંદગીમાં પ્રવેશ કર્યો છે અને કાર્ય શરૂ કર્યું છે, ત્યારે અધુરૂં છોડવું નહિ. હું ભયથી ડરતી નથી—ભય

શું છે ? જ્યારે ડુબકી મારી છે ત્યારે તેનું તળીયું તપાસવુંજ જોઇએ. " બોલી લાંબો નિશ્વાસ નાંખ્યો અને ટેબલ પર પડેલી નાસ્તાની રકાબી પાસે બેઠી—નાસ્તો કરવાનો પ્રારંભ કર્યો અને—પણ તે કોળીઓ તેના હાથમાંજ રહી ગયો—છેવટે પડી ગયો તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, તે બારણા તરફ અનિમિષ દ્રષ્ટિએ જોઇજ રહી. તેણે એવો શું દ્રષ્ય જોયો ? બારણામાં કોઇની પ્રેત મૂર્તિ જોઇ—અને તે સુકુમારનીજ હતી.

સ્નેહલતા એ પ્રેતમૂર્તિનો દેખાવ જોઇ શકી નહિ, ક્રમશઃ તે આકાર આગળ અને આગળ આવતોજ ગયો.

સ્નેહલતાના શરીરમાં ક્રોધે સંચાર કર્યો તે ધ્રુજતી, કાંપતી બોલી. " શું સુકુમાર તમે છુટવા પામ્યા ? મારા નોકરો નિમકહરામ બન્યા કે, ના, તમે મરણ પામી—આપઘાત કરી પ્રેત બની મને સતાવવા આવ્યા ? બોલો બોલો. "

સુકુમારે જવાબના બદલામાં અટહાસ્ય કર્યું. આ હાસ્ય સ્નેહલતાને ભય બતાવવા માટે બસજ હતું. સ્નેહલતા કાંપતે સ્વરે બોલી " તમે કોણ ? અહિં શા માટે ? "

વ્હાલી ! તું ઓળખી શકતી નથી. પંદર મીનીટ અગાઉ તો આપણે ' પ્રેતમુર્તિ વાકય પુરૂં કરવાને બદલે હીહી કરી હસવા લાગી."

સ્નેહલતાએ જોયું કે આ પ્રેત સુકુમારનુંજ છે પણ આવી બિભત્સ મુર્તિ શામાટે ? તેનો સ્વર આવો ભિતિસ્પદ શામાટે ? જેમ જેમ તે વધારે વિચાર કરતી ગઇ. તેમ તેમ વધારે બ્હીવા લાગી. તે પ્રેતમુર્તિ હાથ લાંબો કરતાં બોલી " આવો લતા, આપણે બેશી બે ઘડી વાત કરીએ. "

સ્નેહલતા જડજેવી બની ગઇ. સાન્ત્વનાની આશામાં ઘંટ વગાડયો પરંતુ નિરાશા શિવાય બીજું કશું મળ્યું નહિ. આગળની માફક કોઇ તેની પાસે આવ્યું નહિ સુકુમાર વિકટ હાસ્ય કરી બોલ્યો " સાવધાન લતા ! પલાયન કરવા જરા પણ કોશીશ કરશો નહિં. નહિ તો તમને આ પલેજ મારી નાંખી ખુન કરીશ. "

સ્નેહલતા કશું બોલી શકી નહિ. તે જડ બની ઉભી રહી.

સુકુમારે ફરી કહ્યું. " આવ લતા આવ, તું ભય શા માટે પામે

છે ? આવ આપણે સાથે ભોજન કરીએ. આટલું તારા મનમાં ખચિત ધારજે કે તું જો હજારવાર ઘંટ વગાડીશ તોપણ એકે માણસ તારી પાસે આવી હાજર થવાનો નથી. એ સર્વે મારા ભક્ષ બની ચુકયા છે."

સ્નેહલતા વધારે અને વધારે જડ બનતી ગઇ. સુકુમારે ફરી ચલાવ્યું—"જુઓ લતા તમે મને યમાલયમાં રીબાવી મારી નાંખવા મોકલાવ્યો—પણ હું આમ આવીશ એમ તમે ધારતાં હતાં ?"

સ્નેહલતા ઉંચે જોવાની પણ હિંમત કરી શકી નહિ.

"આવો આહાર કરો, હવે કેમ આગ્રહ નથી કરતાં ? આવો ભોજન કરો. આ તમારૂં છેલ્લું ભોજન છે એમ જાણજો" સુકુમારે ભય બતાવતાં કહ્યું.

"તમે અહીંથી ચાલ્યા જાઓ. હું ડરૂં છું." લતા ધ્રુજતે સ્વરે બોલી.

"શું હું હવે ચાલી જવા વસ્તે આવ્યો છું ?"

"હું તમારે શરણે છું" લતા લાચાર બનતાં પગે પડતાં બોલી "હું તમારે શરણે છું--મને જવા ઘો—મારી રક્ષા કરો."

"કોઇ કાળે પણ તમે કોઇની રક્ષા કરી છે જે આજે તમે રક્ષા પામો ? હવે રક્ષાની આશા છોડી ઘો--જો તમે બચવા માગતાં હો તો એક કામ કરો."

"એકને બદલે અનેક કામ કરવા તૈયાર છુ." એક વખતની જોરાવર લતા બકરી બનતાં બોલી.

"લલિતા મને સુપ્રત કરો." સુકુમારે ગંભીર અવાજે હુકમ કર્યો.

સ્નેહલતાને આખે શરીરે ધ્રુજારી છુટી તે બોલી 'લલિતા ? શામાટે તમે લલિતાને શું કરશો. તમે લલિતા લેવાવાળા કોણ ?"

"હું કોણ ! તે તમે હજુ ઓળખી શકતાં નથી ?"

"તમે કોણ ?"

'ત્યારે આંખો ફોડો અને જુઓ કે લલિતાની માગણી કરનાર કઇ સુરત છે—જો જો લતા—જો-ધિક્કાર પાડવો હોય તો ખુશીથી પાડજે-ઘંટ વગાડવો હોય તો ખુશીથી વગાડજે-રોવું હોય તો ખુશીથી રોજે પણ આ જો—" કહી અજીતકુમારે સુકુમારનો વેશ ઉતારી ફેંકી દીધો અને પોતાનો ચ્હેરો ખુલ્લો કરી આપ્યો.

સ્નેહલતા અજીતકુમારની મુર્તિ જોઇ દશ પગલાં પાછળ હઠી ગઇ ને બોલી "આ સુકુમાર નહિ પણ કાળોનો કાળ અજીતકુમાર? અરે હું શું કરૂં--અરે મને કોઇ બચાવો." કહી નાસવા કોશિશ કરી.

"બસ કરો, તમારી બધી કોશીશો વ્યર્થ ગઈ છે. અને જરી તમે હવે મારા હાથમાં સપડાયાં છો" અજીતકુમાર પોતાનો ડ્રેસ ઠીક કરતાં બોલ્યો.

"તમે કયાંથી પ્રવેશ કરી શકયા?" સ્નેહલતાએ કંપીત સ્વરે પુછ્યું.

"સ્મશાનની ભસ્મમાંથી-કે દરિયાના-ગંગાના તળીઆમાંથી ભુત બની અને અહીં આવ્યો છું"

"નહિ. નહિ. નક્કી હું ઠગાઇ છું" સ્નેહલતા આશ્ચર્ય પામતાં બોલી.

"ખરેખર તમે ઠગાયાંજ છો. આજ સુધી તમે પણ અનેકને ઠગ્યા છે તો કોઇ વખત તમારો પણ વરો આવે. "સો દી સાસુના તો એક દી વહુનો" પણ હોય, તમે પોતે ઠગાયાં? અરરર! ઘણીજ દુઃખની વાત.' અજીતકુમારે ઠઠ્ઠા કરતાં કહ્યું.

"અજીતકુમાર! તમે બહુજ ચલાકી રમ્યા છો."

"અને તમે તો ચાલાકી રમતાંજ નહિ હો-પણ તમે મારી પ્રેતમુર્તિ જોઇ એવાં બ્હીનાં કેમ? તમારા જેવી બહાદુર સ્ત્રી તો બ્હીએ નહિ."

"હું કદી કોઇથી ડરતી નથી. હુ જીવીત વ્યકિતથી તો કશી રીતે ડરતી નથી અને આ દુનિયામાં હુ કોઇથી પણ ડરતી નથી." હિંમત લાવતી લતા બોલી.

'ત્યારેજ તેવી સ્ત્રીઓ પીશાચીની તરીકે ઓળખાય છે."

"હાજી; હું પીશાચીની પણ તમે મારા ઘરમાં કેમ આવ્યા છો? તમે પણ પુરા પીશાચ જણાઓ છો."

"અમે માણુસ પણ ખરા અને પીશાચ પણ ખરા-અમારો એ ધંધો છે થોડા વખત ઉપર જે ઘટના બની ગઇ તે વખતે હું ઇચ્છા રાખત તો આવી શકત."

"સુકુમાર તમારા હુકુમને તાબે થયો જણાય છે."

"જરૂર. પણ સુકુમાર કયાં?"

"સુકુમાર ક્યાં ? એમ મને શા માટે પુછો છો ? શું તમે ખરેખર જાણતા નથી ?

"કદી નહિ."

"તમે માનો કે ન માનો પણ મને તેની અવસ્થા જોઇ દયા આવી છે. અ—"

"દયા ફયાની વાત જવા દો. તમારી ચાલાકી છોડી મુળ વાત ઉપર આવો."

"ચાલાકી શા માટે કરૂં ? હું તમારાથી બિન્દુમાત્ર પણ ડરતી નથી, તો હવે તમારાથી ચાલાકી શા માટે કરૂં ?

"તમે મારાથી ડરતાં નથી ?"

"ના, કદી નહિં. ઉલટી રાજી થાઉં છું કે તમે જાણી જોઇ મારા ઘરમાં ફસ્યા છો. હવે કેદ કરતાં કેટલો વખત !" સ્નેહલતાએ કહ્યું.

"અરે હા, એ તો મને યાદ ન આવ્યું. ત્યારે ?" અજીતકુમારે હસતાં હસતાં કહ્યું. "ત્યારે શું તમે મને પણ તમારા યમાલયમાં મોકલી આપશો ?" કહી અજીતકુમાર હસ્યો અને ફરી કહ્યું. "લતા હવે હસવાની વાત જવા દો. આજે તમારી લાંબા સમયની શમતાની લીલા સમાપ્ત થાય છે. હું અહીં એકલો આવ્યોજ નથી. આ તમારૂં આખું ઘર પોલીસના માણસોથી ભરાઇ ગયું છે. બહાર તમને પકડવા માટે પોલીસ અમલદાર વોરંટ લઇ તૈયાર ઉભો છે. બોલાવું તેટલો જ વખત બાકી છે, વાસ્તે તૈયાર થાઓ."

"તમે કયા કાયદાથી મને પકડશો ?" હજી હિંમત ન છોડતાં લતા બોલી.

"વાહ ? જાણે તમે કંઇ ગુન્હો કર્યોજ નથી, ત્યારે સાંભળો. તમને આજે સુકુમારના ખુનના આરોપસર પકડવામાં આવે છે."

"પણ, પણ મેં સુકુમારનું ખુન કર્યું નથી." અજીતકુમાર હસ્યો.

"ખરેખર હજુ સુકુમાર મરણ પામ્યોજ નથી એમ હું ખાત્રીથી કહું છું." લતા પગ ઠોકતી બોલી.

"ત્યારે બીજો પણ આરોપ છે." "શું" લતાએ શંકિત બની પુછ્યું.

"સાંભળ લતા, તું એમ ધારતી હતી કે સુકુમારનું હૃદય નબળું છે અને ભય બતાવી જેમ નચાવીશું તેમ નાચશે. પણ ના તેમ નથી. મારૂં ખુનમાં તેં એને નિયુક્ત કર્યો હતો પણ અંતે તે મારો જ શિષ્ય થઇ રહ્યો હતો. અમારાવચ્ચે શસ્ત્રયુદ્ધ થયું હતું એ પણ ખરૂં પણ તેમાં મેં એની રક્ષા કરી હતી અને તેમાં એનો જીવ બચાવી ખાત્રી કરી આપી હતી. તેથી એને મારી ઉપર વધારે વિશ્વાસ બેઠો. હું આગળથીજ ધારી બેઠો હતો કે જેવી રીતે તમે મારૂં ખુન કરાવો છો તેવીજ રીતે તેનું પણ ખુન થશે. આજે હું મરણ પામેલો છું એમ તમે ધારતાં હતાં અને તેનું ખુન કર્યું. હું હમેશાં એને હિમ્મત આપતો રહેતો કે તું ડરીશ નહીં, હું તારી પાછળ જ છું; અને એ આધારે ગઇ કાલે તમારી પાસે બહાદુરી બતાવી હતી પણ અંતે ફસ્યો અને બીચારાનું ખુન પણ થયું. મારી ધારણા સત્ય ઠરી. ખુન કરનારો પોતેજ સ્વીકાર કરે છે કે સ્નેહલતાના હુકમથી મેં ખુન કર્યું છે કહો આટલા સદ્ધર પુરાવા છતાં તમને હું પકડી ન શકું ?"

"હું સમજું છું કે તમે મને પકડવા વાસ્તે આ યોજના આગળથીજ તૈયાર કરી રાખી હશે."

"જરૂર" કહી અજીતકુમારે સીસોટી બહાર કહાડી અને કહ્યું કે "તૈયાર થાઓ પોલીસ આવે છે."

સ્નેહલતા તેને અટકાવતાં તેના પગમાં પડી ક્ષમા પ્રાર્થના કરતી બોલી." અજીતકુમાર! બચાવો બચાવો, યાદ કરો કે એક વખત તમે મારી સાથે લગ્ન કરવા ઇચ્છયું હતું. મને પોલીસને હાથ ન સોંપો હું—"

"ડીટેકટીવોને તો આવી જાતનાં કેટલાંએ કૌશલ્ય કરવાં પડતાં હશે." અજીતકુમાર તેને આગળ બોલતાં અટકાવતાં બોલ્યો "જે સ્ત્રી મનુષ્યોનું લોહી પીવામાં અને દર્શન કરવામાં તૃપ્તી માને તે સાથે એક સારો કુળવાન ગૃહસ્થ પુરૂષ વિવાહ કરી શકેજ નહિ."

"ત્યારે તે વાદ જવા દો. પરંતુ હવે તમે શું બીજુ માગો છો. કહો તો હું બધી મારી સંપત્તિ તમને અર્પણ કરૂં, કહો તો હું તમારી દાસી થઇ રહું, પણ મને પોલિસમાં સોંપશો નહિ." કરગરતાં લતા બોલી.

" અને કહો તો તમને સર્વસ્વ આપી ભીખારી બની જેમ આટલાં વર્ષો વનપ્રદેશમાં વ્યતિત કર્યાં તેમ બાકીનાં પણ કરીશ અને કરેલાં પાપોનું પ્રાયશ્ચિત કરીશ પણ મને જવા દો. "

" એ બનવું મુશ્કેલ છે; તમારી સંપતિને નરહત્યાનું પાપ લાગ્યું છે તો તે હવે સ્પર્શ કરવા યોગ્ય રહીજ નથી. "

" ત્યારે શું થાય ? હું તમારા પગમાં પડુ છું અને તમારા પાસેથી પ્રાણ ભીક્ષા માગું છું. પ્રાણભીક્ષા આપવી એ ઉદાર પુરૂષોનો ધર્મ છે. તમે કહો તેમ કરવા તૈયાર છું. "

" હું કહું તેમ કરશો ? "

" જરૂર કરીશ. અત્ર ઘડીથી તે પાલન કરવા તૈયાર છું પણ મને બચાવો, હું મરી શકીશ નહિ, હું કારાગ્રહના દુઃખો સહન કરી શકીશ નહિ, અજીત મને બચાવો. "

" ત્યારે બીજું કશું જોઈતું નથી પણ મને માત્ર લલિતા સોંપો અને સાથે તેનું વીલ આપો. "

સ્નેહલતા આ સાંભળી શું કરવું અને શું ન કરવું એનો વિચાર કરતી ચુપ ઉભી રહી. થોડી પળ બાદ બોલી " પણ સુકુમાર ખચિત મરણ પામ્યો છે ? "

" વચમાં એ સ્વાલ કેવો ? તમે પોતેજ તેનું ખુન કરવા હુકમ આપ્યો હતો "

" નહિ. પણ તમે એને બચાવ્યો છે. "

' એમ ધારવાનું કારણ ?

" અજીતકુમાર તમે એક કુળવાન પુરૂષ છો. એક માણસનું ખુન થાય એ તમે જોઈ શકોજ નહિ. જ્યારે તમારો આ ઘરમાં પ્રવેશ થયો છે ત્યારે તે જરૂર બચવા પામ્યો છે. તમારા ઉદ્દેશના સાધનનું તમે ખુન થવા દોજ નહિ. "

" ત્યારે બચ્યો છે. " અજીતકુમારે હસતાં હસતાં કહ્યું.

સ્નેહલતા ઉઠી ઉભી થઈ અને વિકટ હાસ્ય કરતાં બોલી. " ત્યારે તમે મને ભયંકર બતાવતા હતાની ? "

" નહિ, એ કંઇ ખોટી બ્હીક નહતી."

" ત્યારે અસલ વાત શું ? કહો જોઇએ."

" સુકુમાર બચવા પામ્યો નથી એ તો મેં તમારા મનની પરિક્ષા કરવા કહ્યું હતું, જો બે મિનિટ આગળ આવ્યો હોત તો એને બચાવી શકયો હોત, પરંતુ તેનું યમાલયમાંજ તેજ વખતે ખુન થશે એવું હું ધારતો નહતો હું ઘણોજ દીલગીર છું. મારી જરા ઢીલથી તે બિચારાનું ખુન થયું. નહિ તો કોની તાકાત હતી કે તેનું ખુન કરે ?"

" તમે મિથ્યાવાદી થાઓ છો કેમ ? હજી હમણાંજ કહ્યું કે એ બચ્યો છે ? ત્યારે તમારી કઈ વાત પર મારે વિશ્વાસ રાખવો ?"

" સંદેહ લાવવાનું પ્રયોજન શું છે ? જેવી રીતે એક દિવસ મારૂં મૃત દેહ જોવા ચાલ્યાં હતાં તેવીજ રીતે આજે એનું મૃતદેહ જોવા ચાલો."

" કંઇ સમજ પડતી નથી, હશે, જેવું એ બિચારાનું નસિબ ? પણ—પણ જો લલિતાને તમારા હાથમાં સોંપુ અને વીલ પણ તમને સુપ્રત કરૂં તો હું બચી શકું ?"

" જરૂર બચી શકો. હજી તમને બચાવવાની શકિત મારામાં છે."

" ત્યારે હું જરૂર તેમ કરીશ."

" પણ લલિતા કયાં છે ?"

" તે આ ઘરમાં નથી."

" ત્યારે તમે મને કેવી રીતે સોંપી શકશો ?

" તેણી જયાં છે ત્યાં મારે જવું પડશે "

" કયારે જશો ?"

" હમણાં જ."

" ત્યારે ચાલો."

સ્નેહલતાએ ફરી ઘંટ વગાડયો; પરંતુ કોઇ હાજર થયું નહિ ત્યારે બોલી " શું આ ઘર પણ તમારા કબજામાં આવ્યું છે ?"

" હા, અને તે મારા હુકમથીજ થયું છે." કહી એક સીટી મારી સાથે એક પોલીસ હજર થયો જેને અજીતકુમારે પુછયું " કેમ મારી આજ્ઞાનુસાર બધું તૈયાર છે ?"

"જી હા બધું તૈયાર છે." પોલીસે નમ્રતાઇથી જવાબ આપ્યો.

'જાઓ ત્યારે રવાના થવાની તૈયારી કરો.

"ક્યાં જવાનું છે?" સ્નેહલતાએ શંકિત બનતાં પુછ્યું.

"ગમે ત્યાં, પણ એકવાર આ ઘરની ઝડતી મારે લેવી પડશે." કહી અજીતકુમાર ચાલ્યો ગયો. અને સ્નેહલતાની ચોકી કરવા એક પોલીસ બેસાડી ગયો. અરધા કલાક પછી પાછો આવ્યો અને ગાડીની તપાસ કરવા પોલીસને નીચે મોકલાવ્યો.

થોડીવારે પોલીસે આવી જણાવ્યું કે "જી. ગાડી આવી છે."

"પણ ત્યાં તમે અને હું શિવાય બીજું કોઇ નહિ આવી શકે." સ્નેહલતા બોલી. 'વારૂ" અજીતકુમારે હસીને કહ્યું "વારૂ, તેમજ થશે. પણ એકવાર ખુબ યાદ રાખજો કે તમારાથી હવે ચાલાકી થઇ શકશે નહિ. તમને એક પાકાં કપટી ધારી મેં દગો ન થાય એટલા માટે બધી તૈયારી કરી રાખી છે. જો મારી સાથે હવે ઠગાઇ રમશો તો તમે બચી શકવાનાં નથી. પછી તમને યોગ્ય લાગે તેમ કરજો."

બંને નીચે આવ્યાં ગાડીમાં બેઠાં અને ગાડીવાળાને સ્નેહલતાએ ઠેકાણું કહ્યું જેથી કોચમેને તે તરફ પોતાના ઘોડા મારી મુકયા.

---

# પ્રકરણ ૧૮ મું

## "લલિતા"

નિર્મિત જગ્યાએ ગાડી આવી પહોંચી બન્ને જણ ગાડીમાંથી ઉતર્યાં અને સામેના ઘરમાં પ્રવેશ કર્યો જ્યાંથી સીડી ઉપર થઇ એક દિવાનખાનામાં આવ્યાં. અજીતકુમારને એક કોચ ઉપર બેસવાનું કહ્યું પછી લતા બોલી 'કેમ હવે વિશ્વાસ આવે છે કે નહિં?"

"એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી. જ્યારે ચાલાક ખેલાડી સામે બીજો ચાલાક ખેલાડી રમત કરે છે ત્યારે સંદેહ તો સ્થાન સ્થાઇ કરી રહેલો હોયજ, કારણકે એક એકનાં હૃદય સારી રીતે જાણતાં હોય છે—"

તેને વચ્ચે જ બોલતો અટકાવી સ્નેહલતા બોલી. "હશે, એ કુથલી જવા દો. મારા ઉપર વિશ્વાસ રાખવો હોય તો રાખજો. આપ લલિતાને પોતાને મોંએથીજ સાંભળશો કે હું તેને કેવી સુખી રાખું છું. આજ સુધી એ દુઃખ એ શું તે જાણવા પામી નથી."

"આપ" શબ્દ પોતાની તરફ વપરાતો જોઇ અજીતકુમાર ચેત્યો કે હવે તે મને મ્હોટો ભા બનાવવા માગે છે. આપણે પણ મ્હોટા ભા બનવું. તે બોલ્યો. "જો એમ હશે તો હું ઘણોજ ખુશી થઇશ."

ત્યારે આપ થોડો વખત અત્રે બેસજો એટલામાં હું લલિતાને લઇને અહિં આવું છુ. હું નાસી જઇશ એવો આપ જરા પણ સંદેહ લાવશો નહિં."

"ના મારે એવો સંદેહ રાખવાની જરૂરજ નથી; કારણકે એ વાસ્તેનો બંદોબસ્ત અગાઉથી જ થઇ ગયો છે."

સ્નેહલતા ગયા પછી અર્ધા કલાક પછી એક યુવતિને લઇને હાજર થઇ. યુવતિની આકૃતિ ઉપરથી અજીતકુમારે જોઇ લીધું કે તે છોકરી વયમાં સ્નેહલતાથી કંઇ થોડા વર્ષ ન્હાની હોય એમ જણાય છે.

"લલિતા! આ તમારો પરમ હિતસ્વી છે" સ્નેહલતા અજીતકુમારની ઓળખાણ આપતાં બોલી. અને એઓશ્રી તમને પોતાની સાથે લઇ જવા માગે છે તથા તમને તમારી પોતાની સંપત્તિ સોંપી સંસારી બનાવવા માગે છે. તમે જશો કે?"

લલિતાએ જવા માટે ખુશી બતાવી. અજીતકુમાર વિસ્મય થયો. લલિતા આમ સહજમાં પોતાને સ્વાધીન થશે એ સ્વપ્ને પણ નહોતું. તે સ્નેહલતાતરફ સ્નેહાળ સ્વરે બોલ્યો "હું તમને બેન કહીને સંબોધીશ તમારે મારી પાસે શરમાવાનું નથી. સ્નેહલતા! હું એનું એકવાર મુખ જોવા ઇચ્છું છું.

"આપ મારીપર વિશ્વાસ રાખો એ લલિતા શિવાય બીજું કોઇ નથી."

"નહિ. હું એમ સહજમાં માની જવાનો નથી."

"પણ આપે તેને કોઇ દિવસ નિહાળી નથી તો કેવી રીતે આજ ઓળખશો?"

"ઓળખતો હોઇશ ત્યારે જ કહું છું."

"હું તમારી દાસી તે તમારી સાથે દગો રમું છું એમ તમે ધારો છો ?"

"તમારૂં અનુમાન સત્ય છે હું મારી નજીવી શંકાઓ પણ પુર્ણ કરૂં છું."

"તે હું જાણું છું. હું આપને જુઠું કહેતી નથી. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપ હમણાંજ જોઇ શકશો. હું આપના હાથમાં લલિતાને સોંપું છું. લલિતાને મેં ઘણા પ્રકારે સમજાવી છે ત્યારે જ તે આપ સાથે ચાલવા તૈયાર થઇ છે. નહિં તો કોનો ભાર છે કે તેણીને લઇ જઇ શકે ? જો આપ સાથે લલિતા ન જાએ તો મારૂં મૃત્યુ થાય એવું સમજીનેજ લલિતાને મહા પ્રયાશે સમજાવી છે."

સ્નેહલતાની છટા ઉપરથી અજીતકુમારે જોઇ લીધું કે ફરીથી જાળ પથરાય છે; પણ પોતાનો સંદેહ થયો છે એવું કોઇને કળવા પણ આપ્યું નહિં.

"ત્યારે આપ લલિતાને લઇ જાઓ." સ્નેહલતાએ કહ્યું.

"લઇ જવા અગાઉ લલિતાનું મુખ જોવા એક વખત ઇચ્છું છું."

"મુખ જોવા વગર આપનો સંદેહ ટળશે નહિં ?"

"નહિં."

"ત્યારે જુઓ" કહી સ્નેહલતાએ લલિતા ઉપરનો ઘુમટો ખેંચી લીધો. અજીતકુમારે લલિતાને ઓળખી તે આશ્ચર્ય પામ્યો ને કહ્યું. હું ઘણો જ ખુશી થયો છું. હવે મને સંતોષ થયો છે."

"હવે તો શક નથી આવતો ને ?"

"ના"

"લલિતાનું મોં આનંદમાં જણાયછે કે કેમ ? જુઓ ! બરાબર જુઓ દુઃખ ન હતું."

"અત્યારે તો એમજ જણાય છે કે તે ખુબ સુખમાં હતી."

"સાંભળો ત્યારે." સ્નેહલતાએ હસીને કહ્યું.—"તમે મને અકારણ કેટલાં વર્ષો હેરાન કરી ? ઉદ્દેશ તો માત્ર લલિતાને મેળવવાનો જ. એ જો મેં પહેલેથી જ જાણ્યું હોત તો આજ સુધીમાં મને જે મનસંતાપ અને શારિરીક કષ્ટ ભોગવવાં પડયાં છે તે ભોગવવાં ન પડત. અને

ક્યાંઇ સંસારમાં પડી સુખી થઇ હોત. પણ જ્યાં પરમાત્મા જ એવું ઇચ્છતો હોય ત્યાં કોનો દોષ ?"

સ્નેહલતાએ લલિતાના વિષયમાં કેટલીક વાતો કહી સંભળાવી અને કહ્યું લલિતાની જ્ઞાતિના લોકો કંઇ સારી ચાલના લાગતા નથી. તેઓ તો લલિતાની મીલકત પડાવી લઇ તેને ભીખારી બનાવવા મથતા હતા. અને એ વાતના જ્યારે સમાચાર મળ્યા કે મેં તરત જ તેને બોલાવી લેવાનો બંદોબસ્ત કરી બોલાવી લીધી."

સ્નેહલતાની વાત સાંભળી અજીતકુમારના મનમાં સંદેહ થયો. તે સંદેહ છુપાવતાં બોલ્યો. "જો એ વાત સત્ય હોય તો તમે ખરેખર સુકૃત્ય કર્યું છે." બનાવતાં બોલ્યો. "તમને એ વાસ્તે ધન્યવાદ છે."

"પણ લલિતાને અત્યારે તો મારી પાસે રાખી જશો ને ?"

"શા માટે ?"

"લલિતા મારી પાસે રહેવાનું ઘણું પસંદ કરે છે. ખરી રીતે તો આપ લલિતાને મારી પાસેથી લઇ જઇ શકો નહિં પણ જ્યારે આપ મને કેદ કરવાની ધમકી આપો છો ત્યારે લાચારીએ મારે તેને છોડવી પડે છે."

"હાલ તો હું લઇ જઇશ પણ પછી તેને તમારી પાસે જ રાખી જઇશ."

"આપ લલિતાના કોઈ આત્મિય વર્ગ તરફથી જો આ લલિતાને લઇ જતા હો તો મારી અરજ છે કે તેઓને હવે લલિતા સોંપશો નહિ; પણ આપ પાસેજ રાખશો."

"હુ તેના આત્મિય વર્ગ તરફથી તપાસ કરૂં છું એમ માનવાનું કશું કારણ નથી." અજીતકુમાર પોતાના મન સાથે બોલ્યો—કંઇ ચાલાકી રમતી જણાય છે. સાવધાન પુરૂં રહેવાનું છે. ફીકર નથી. તેણે કહ્યું. "નહિ, લલિતાને હાલ તો લઇ જઇશ અને મારી પાસે જ રાખીશ."

"ત્યારે શું ફરી હું તેને જોવા પામીશ ?"

"અલબત તમે વખતે વખતે મળી શકશો."

"ચાલો સંભાળો ત્યારે તમારી લલિતા અને સિધાવો. પણ હવે મને દુ:ખ દેશો નહિં તો ?"

"હવે તમે નિશ્ચિન્ત મને રહેજો."

સ્નેહલતા જતાં જતાં પાછી ફરી અને કહ્યું. "પણ સુકુમાર ક્યાં છે ?"

"કેમ ? શું તેને યમાલયમાં મોકલવો છે ?" હસીને અજીતકુમારે કહ્યું.

"મસ્કરી રહેવા દો. કહો કે જીવતો રહ્યો છે કે નહિ ?"

"ત્યારે તે જીવે છે."

"સાંભળો-મેં તેનું ખુન ખુન કરવા બીલકુલ ધાર્યું નહોતું મેં તેમને મરણ પામેલા ધાર્યા હતા અને તેથી હું નિશ્ચિન્ત બની હતી. બાકી સુકુમારની ગતી કરવી રહી હતી. તેને ત્યાં યમાલયમાં થોડો વખત રાખ્યા બાદ અમો બધાં નાશી જાત અને તે બાદ તેને છુટો કરવામાં આવત એ ધારણા હતી. પણ ચાલો પરિણામ ઉલટું ન થયું. જે થયું તે ઠીકજ થયું. પણ લલિતા જાય એ ગમતુ નથી. હવે અર્ધરાત્રિ વ્યતિત થઇ ગઇ છે. માટે આપ સિધાવો."

અજીતકુમારે લલિતાને પોતા તરફ ખેંચી હસીને કહ્યુ. "બ્હેન હવે ડરશો નહિ હો, હું તમારો ભાઇ છું, તમે મારાં નાનાં બ્હેન છો. મારીસાથે આવવા તૈયાર છો ને ?"

લલિતાએ કશો ઉત્તર આપ્યો નહિં. અજીતકુમારસાથે જવા ખુશી છે એવી માત્ર અનુમતિ ડોક ધુણાવી બતાવી. સ્નેહલતા બન્નેને ગાડી ઉપર ચડાવી આવી. ગાડી સરિયામ રસ્તાપરથી ગડગડાટ દોડી ગઇ.

યથાસમયે ગાડી અજીતકુમારના ઉતારા ઉપર આવી પહોંચી. બન્ને ગાડીમાંથી ઉતર્યાં. ઘરની અંદર જઇ અજીતકુમારે લલિતાને કહ્યું. "બ્હેન હું તમને જે કંઇ પુછું તેનો સાચો જવાબ આપજો—હું તમારૂં શુભ ઇચ્છનાર છું પણ શત્રુ નથી. એ વાતપર વિશ્વાસ આવે છે ?"

"લલિતાએ મસ્તક ધુણાવી હા કહી."

"સાંભળો બ્હેન." અજીતકુમારે પુછવાનું શરૂ કરતાં કહ્યું." હું

તમને કેટલાક સવાલો પુછું છું તેના સત્ય જવાબો આપજો. સ્નેહલતા પાસે તમે સુખી હતાં કે કેમ ?

"ના" લલિતાએ બોલવું શરૂ કર્યું.

અજીતકુમાર ચમકી ઉઠયો ને કહ્યું. "ના? ત્યારે તેની સમક્ષ શામાટે ન બોલ્યાં?"

"એની બ્હીકથી."

"શું તે તમારી તરફ સારી ચાલ નહોતી ચલાવતી ?

"ના." લલિતાએ વધારે ખુલ્લા સ્વરથી કહ્યું." ઉલટા તેના નોકરો વધારે માયાળુ હતા. આપનું ખુન કરી, સુકુમારનું ખુન કરી અને પછી તે મારૂં ખુન કરનાર હતી."

"તે તમે કેમ જાણ્યું.?"

"તેની વાતચિતના ભાવો ઉપરથી. માત્ર આપના ભયથીજ મારૂં ખુન કરી શકતી નહતી."

"હું તમારા ઉધ્ધાર વાસ્તે પ્રયત્ન કરૂં છું એમ તમે જાણતાં હતાં."

"હા, જાણતી હતી."

"હશે, હવે તો છુટી ખુશી થયાં છો ને?"

"એમાં વળી શક હોય?"

"વારૂ ત્યારે તમારી પાસે એક આયા પણ મોકલી આપું છું અને તમે જેમ ફરમાવશો તેમ તે કરશે." કહી અજીતકુમાર ચાલ્યો ગયો.

અજીતકુમારે રસ્તામાં વિચાર્યું કે—લલિતાને હું લાવ્યો એ વાત ખરી ને એ બધું સાચ્ચું કહે છે એ પણ ખરૂં. પણ સ્હેજમાં એણે લલિતાને છોડી કેમ ? આમાં કંઇ ભેદ છે. તે કોઇપણ જાતનો પ્રપંચ રમે છે. હશે હું ખુબ સાવધાન રહીશ. લલિતા માટે યોગ્ય બંદોબસ્ત કર્યા બાદ તેણે સ્નાન કર્યું અને પછી નાસ્તા આદિથી પરવારી નિદ્રામાં પડયો.

સવાર થતાં તે ફરી એકવાર સ્નેહલતાને મળી આવ્યો. પણ કંઇ શક પડે એવું વર્તન ત્યાં જોવામાં ન આવ્યું તો પણ પોતાના મનનો

સંદેહ ગયો નહિં. સ્નેહલતાપાસેથી વિદાયગીરી લઇ સુકુમારને મળવા ગયો. કેટલાક વખતસુધી તેઓ વચ્ચે વાતચિત ચાલી. પાછા વળતી વખતે એક પોલીસ અમલદાર સાથે પણ કંઇ મસલત કરી આવ્યો.

પોતાને ઉતારે આવી જુએ છે તો બધો વિચિત્ર વ્યાપાર ચાલી રહ્યા છે. વૃદ્ધ આયાના હાથ પગ બાંધેલા છે અને તે રડયા કરે છે. બધી હકીકત સમજી ગયો, તો પણ વૃદ્ધાને બંધનથી મુક્ત કરી પુછ્યું કે શું ઘટના બની ? અને રડે છે શામાટે ? વૃદ્ધા રડયાજ કરે જવાબ આપેજ નહિ. ”

અજીતકુમારે જરા ક્રોધ કરી પુછ્યું. “ શું બન્યું તે તો કહે. રડયે શું વળવાનું હતું ? આ તને કોણે બાંધી ? ”

વૃદ્ધ આયાએ જણાવ્યું કે લલિતા તો સ્નેહલતાની કોઇ જાસુસ હતી તે પણ શયતાની ડાકણ, બાબારે ! તમે જેવા ઘરની બહાર ગયા કે ત્રણ જણ ઘરમાં આવ્યા, જેને જોઇ લલિતા ખુશી થઇ અને તેઓ ચારે જણે મળીને મને બાંધી, આ સ્થિતિમાં છોડી ચાલ્યાં ગયાં—નાશી ગયાં. ”

“ હવે બની ગયેલી વાતનો વિચાર ન કરવો. હું એકવાર ઠગાયો વારંવાર ઠગાવાનો નથી તને માર માર્યો છે ?

“ ના. ”

“ ત્યારે રડે છે કેમ ? મારી પાસે કેળવણી પામેલી આ આમ રડે ખરી ? ” તે વૃદ્ધા રડતાં રડતાં બોલી. “ આટલી મ્હોટી મહેનત ઉઠાવી તમે મહા પ્રયાસે લલિતાને મેળવવા ભાગ્યશાળી થયા, કેટલાં કષ્ટો સહન કર્યાં અને આજ મેં સહજમાં તમારી મહેનત પર પાણી ફેરવ્યું. ”

“ તે વાસ્તે મનમાં દુઃખ ન લાવશો હવે તે મને ઠગી શકશે નહિ. ”

અજીતકુમારના ક્રોધની સીમા રહી નહિ. એક સ્ત્રીએ તેને મુર્ખ ગધેડો બનાવ્યો. એ કાંઇ પોતાના જેવા નામાંકિત હુંશિયાર ડીટેકટીવ વાસ્તે થોડી શરમની વાત ? કદી કોઇ સાહેબ એ વાત સાંભળે તોપણ ઇજ્જત જાય એવું કામ હતું આ દુઃખ તેને એક ન ભુલાય તેવું હતું. તે તેજ પળે તેનો બદલો લેવા ગાડી જોડાવી સ્નેહલતાનાં ઘર તરફ પ્રયાણ કરી ગયો.

# પ્રકરણ ૨૯ મું.



## " પત્તો મળ્યો "

અનેક ચિંતાઓથી ઘેરાયલો અજીતકુમાર સ્નેહલતાના ઉતારામાં આવી ઉપસ્થિત થયો. આ વખતે રાત્રીના નવ વાગ્યા હતા. ઘરની અંદર દીવો હોય એમ જણાતું નહતું ચારે તરફ તપાસ કરતાં શુન્ય કારણ જણાયું. કોઇ માણુસ અંદર હોય એમ દેખાયું નહિ, અજીતકુમાર મનમાં બોલ્યો સ્નેહલતા ફરીથી સપડાશે નહિ. મેં એ વિચારમાં ભૂલ કીધી હતી એ વિચારજ મુર્ખાઇ ભરેલો હતો કે સ્નેહલતા ફરીથી તરતજ જયારે જોઇશે ત્યારે સપડાઇ શકાશે. હવે એ સહજ હાથ આવે એમ નથી લલિતાને લઇને કયાં ચાલી ગઇ હશે. કલકત્તામાં તેનાં ઘણાં ઘરો છે. મારી આ મુર્ખાઇનો લાભ તેણી લેશે. અરે હું એ જાણુતો હતો તો પછી અહીં આવ્યો શા માટે ? તે પણ એક ડીટેકટીવ છે.

આવી રીતની અનેક ચિંતાઓમાં અજીતકુમારે અર્ધ કલાક આ ભયંકર જગ્યામાં વ્યતિત કર્યો. અને તે ઘરની બહાર આવ્યો અને બહાર આવ્યો જોઇ એક ફકીર જેવો જણાતો માણુસ તેની સામે આવી ઉભો રહ્યો. તેના વાળ છુટા હતા, કપડાં મલીન હતાં, દેહ અતિ જીર્ણ શુષ્ક હતો જેને જોઇને અજીતકુમાર જેવાને પણ ગ્લાની ઉત્પન્ન થયા વિના રહી નહિં.

તે ગંભીર આકૃતિ કહો કે ફકીર કહો. તે અજીતકુમારના સનમુખ આવી ઉભો રહ્યો અને પુછ્યું, " આ ઘરમાં રહેનારને તમે શોધો છો ? "

" તું કોણ છે ? " ગંભીર ભાવે અજીતે પુછ્યું.

" હું બીજો કોણ હોઇ શકું ! કોઇપણુ નહિ, દુનિયામાં હું માણુસની ગણુત્રીમાંજ નથી. "

" હશે ! પણ તને શું જોઇએ છે ? "

" મહાશય મને શું જોઇએ ! તમને જોઇએ છે એમ જણાય છે તે આપને બતાવી શકુ તેમ છુ. "

" મને શું જોઇએ છે એમ જોઇએ ? "

" આપને આ ઘરમાં રહેનાર કે જે નાશી ગયાં છે તેનો પતો જોઇએ છે. " ફકીર હસ્યો.

" તારે એમ ધારવાનું કારણ ? "

" જી હું મુર્ખ નથી. આપના આશીર્વાદથી હું પણ વિદ્યાનાં બે ચાર પાનાં શીખ્યો છું પણ ગાંજાની અને ખરાબ ટેવોના લાંબા અભ્યાસથી એ વિદ્યા પણ નાશ પામી છે. હવે તો ફકીરી ધારી છે. ગાંજાખોરોની સોબત શોધતો ફરૂ છું. પણ તેથી હું મુર્ખ છું એમ ધારવું નહિ કંઇ અનુમાન પણ કરી શકું. "

" હું તો તને મુર્ખજ સમજુ છું. "

" અભાવને લઇને ઘણાને મુર્ખ બનવું પડે છે હશે પણ હું અહિં આપ વાસ્તે ઉભો છું. "

" મારે વાસ્તે ? " અજીતકુમારે અજાયબ થતાં પુછયું.

" હા, આપ વાસ્તે. "

" સરલભાવે સત્ય કથા, કહો. "

" સરલભાવેજ કહું છું. "

" ત્યારે કહો કે હું કોણ છું. "

" તે હું મહાશય જાણતો નથી. "

" જ્યારે મને ઓળખતો નથી ત્યારે મારે વાસ્તે કેમ ખોટી થાય છે ? "

" સાંભળો હું સત્યવાત કહું છું. હું દુનિયામાં એક નિશાબાજ ફકીર છું અને તે વાસ્તે હજીસુધી ગાંજો પીવા એક પૈસો પણ મળ્યો નથી અને તે મેળવવા પ્રયાસ કરૂં છું. જ્યારે આ ઘરના લોકો આ ઘરમાંથી બહાર જવા લાગ્યા ત્યારે હું પાસેના જંગલમાં રખડતો હતો તેઓની આવ–જા શંકા સ્પદ જણાઇ અને તેથી મને વિચાર થયો કે કદી આ લોકો કોઇને દગો દઇ નાશી જતા કાં ન હોય ? પછી વિચાર કર્યો કે જે લોકને આ લોકો દગો દેવા માગે છે તે માણસ પાસો

અત્રે આવશે પણ જ્યારે તેઓને નહિ જુએ ત્યારે અજાયબીમાં અહીં ઉભો રહેશે ત્યારે હું તેનો પત્તો આપીશ એવું ધારીને હું પણ નાશેલાઓની પાછળ પાછળ ગયો અને તેઓનું ઘર જોઇ આવ્યો પછી આપની અપેક્ષા કરતો અહિં ઉભો છું. આપે જ્યારે આ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારેજ મેં ધારી લીધું કે આપ નાશેલાઓનીજ શોધમાં છો."

"તેને જતાં બરાબર જોયાં છે?" અજીતકુમારે બધુ સાંભળ્યા બાદ પુછ્યું.

"હા જોયાં છે, તેઓ બે ટોળીમાં વેચાઇ ગયાં છે હું છેલ્લાં ટોળાં સાથે ગયો હતો.

"બે ટોળી શાની?"

"જી, પ્રથમ ટોળીમાં બે પુરૂષ અને બે સ્ત્રી હતી, અને બીજી ટોળીમાં એક સ્ત્રી અને બે પુરૂષ હતા. હું આ ટોળાં સાથે ગયો હતો. આપ જો મારી સાથે ચાલો તો આપને હું બધુ બતાવી શકું."

"ચાલ બતાવ ત્યારે."

"થોભો—એમ હું કોઇની મ્હોબતે કામ કરતો નથી."

"તને શું જોઇએ?"

"તે આપની ખુશી મારું કંઇ જોર નથી."

"મારે કેટલેક દુર જવું પડશે?"

"ઘણે દુર નહિ, આપને હું બરાબર રસ્તો બતાવીશ એ વાસ્તે નિશ્ચિત રહેશો."

"સાંભળ જો તું મને બરાબર ત્યાંજ લઇ જશે તો તને એક રૂપીઓ આપીશ."

"ફકીરનો આનંદ સમાયો નહિ તે નાચવા કુદવા લાગ્યો અને બોલવા લાગ્યો "શા શાટે નહિ લઇ જાઉં? ચાલો બતાવું આપ અત્યારેજ રૂપીઓ આપશો?"

"ના પ્રથમ મારૂં કામ પૂર્ણ થવું જોઇએ."

"એ પણ કબુલ,"

ફકીર અજીતકુમાર સાથે રસ્તો બતાવતો ચાલ્યો. રસ્તામાં અજીતકુમારે કંઇ સંજ્ઞાદર્શક ચિત્કાર કર્યો. ફકીર ભય પામ્યો પણ કશું

પુછવા હિંમત કરી શકયો નહિ, અજીતકુમારની આજ્ઞા અનુસાર એક પોલીસનો માણુસ હાજર થયો જે પણુ સાથે સાથે ચાલવા લાગ્યો.

શહેરની નિર્જન અને અજાણી ગલીમાં તેઓ આવી પહોચ્યા ત્યાંથી દુરથી એક ઘર બતાવતાં ફકીરે કહ્યું. " મહાશય એ પેલું ઘર દેખાય છેની તેજ તેઓનું રહેઠાણુ. "

" તું મને કયાં લાવ્યો છે ? " અજીતે આંખ લાલ કરતાં પુછયું.

" સાહેબ એ ઘરમાંજ તેઓ છે. "

" લુચ્ચા ? આવી નિર્જન અજાણી જગ્યામાં લાવી ફસાવવા વાસ્તે તેઓએ તને રાખ્યો છે નહિ ! બોલ . " અજીતે વિકાળ ચહેરે પુછયું.

ફકીરના હાથ પગ ધ્રુજવા લાગ્યા તે બોલ્યો " ના મહાશય મને કોઇએ પણુ નિયુકત કર્યોજ નથી. "

અજીતકુમારે રીવોલ્વર બહાર કહાડી અને ફકીર સામે ધરી બોલ્યો. " કુતરા સાચુ બોલી દે, નહિ તો હમણાંજ યમાલયમાં પહોચાડી દઉં છું. "

ફકીરે જરાપણુ ન ડરતાં કહ્યું " આ શું ન્યાય કરોછો મહાશય ? "

" ત્યારે તું શું મને મુર્ખધારી ફસાવવા માગે છે ? "

એ શું વાત કહેવાય ? હું આપને મુર્ખ સમજી ફસાવું ? હાય હાય ! ! ! "

" એથીજ પુછું છુ કે સત્ય ઘટના કહે "

" સત્ય ઘટના કહી અને હજી પણુ સત્યજ કહું છું. "

" બોલ જોઇએ. "

" તેઓ આ ઘરમાં રહે છે મેં—મેં મારી સ્વ ચક્ષુએ જોયું છે ત્યારેજ આપને લાવ્યો છું. "

" વારૂ આગળ ચાલ દગલબાજી કરીશ નહિ. જરા પણુ દગો થયો તો બચવાની આશા છોડી દેજે. "

ગલીના પ્રાન્ત ભાગે એક જીર્ણું બે ભોંના ઘર આગળ તેઓ આવી પહોંચ્યા. તે ઘર બતાવી ફકીર બોલ્યો. " આ ઘર સાહેબ, હવે મને બક્ષિસ આપો હું જાઉં. "

" અત્યારે નહિ. જ્યારે હું એમ સમજીશ કે તારૂં કેવું સત્ય છે ત્યારેજ તને રજા મળશે."

" ત્યારે આપ એક કામ કરો, આપ સારા ગૃહસ્થ જણાઓ છો. જો ખુશી થશો તો એક રૂપીઓ જરૂર આપશો મને આપનું ઠેકાણું આપો હું ત્યાં આવી રૂપીઓ લઇ જઇશ."

" એ બરોબર" કહી અજીતકુમારે પોતાનું શીરનામું એક કાગળ પર નીચે મુજબ લખી આપ્યું:—

**A. Koomar**

Detective Police Inspector

4 Police Station—Calcutta.

ફકીરે તે કાગળ હાથમાં લીધો, વાંચ્યો અને ચોંકયો પણ ફરી બોલ્યો " તમે પોલીશના અમલદાર તેમાં મને શું? હું ત્યાં આવીશ અને લઇ જઇશ."

" સારૂં તું ત્યાં કાલે સાંજે ૩–૪ વાગે આવજે અને તારૂં ઇનામ લઇ ચાલી જજે."

ફકીર સલામ કરી ચાલ્યો ગયો થોડીવારે અદ્રષ્ય થઇ ગયો.

અજીતકુમારે ઘરમાં પ્રવેશ કર્યો. પરંતુ ઉપરના માળામાં ગયો નહિ. નીચેના ઘરમાં તે દશ મીનીટ ઉભા બાદ તે બ્હાર નીકળ્યો અને ગલી પસાર કરી જાહેર રસ્તા ઉપર આવી પહોંચ્યો જ્યાં એક વ્યક્તિ તેની રાહ જોઇ ઉભેલી જણાઇ. તેને ઓળખી અજીતે પુછ્યું " કેમ તમે આવી પહોંચ્યા?" " જી. હા." સામી વ્યક્તિએ વિનયથી કહ્યું,

" એકલાજ આવ્યા છો?"

" હુકમ થાય તો બીજાં વીશ પચીશ માણસો લાવું?" હુકમની રાહ જોઇ રહેતાં પુછ્યું.

" હા, જલદી જાઓ, વીશ પચીસ પોલીસનાં માણસોને જલદી બોલાવો. હું ધારૂં છું કે આજે આ શહેરના આ ભાગનો એક ભેદ હું ખુલ્લો કરી શકીશ."

તે વ્યક્તિ સલામ કરી અદ્રષ્ય થઇ ગઇ. આ વખતે રાત્રીનો એક વાગ્યો હતો. ચાલી ગએલ વ્યક્તિ સુકુમાર હતો. તે પોલીસની

ફ્રાજને બોલાવવા ગયો હતો. અજીતકુમાર વિચાર કરતો કરતો ગલીના મધ્ય ભાગમાં આવી ઉભો રહ્યો. આવી રીતે કેટલોક વખત પસાર કર્યો આશરે અર્ધ કલાક પછી એક દારૂ પીધેલો ગલીમાં પ્રવેશ કરતો દેખાયો. અજીતકુમાર મનમાં બોલ્યો—"ચાલો ધાર્યું થયું." તે પાછળ હઠી ગયો.

દારૂડીઓ આમથી તેમ અથડાતો પછડાતો—પટકાતો ચાલતો હતો. ગલીમાં દીવો બતી ન હતાં. ભયંકર અંધકાર હતો, પણ અજીત પાસે ચાંપવાળી ઇલેકટ્રીકલાઇટ હતી તેથી તેણે આગળથી તેને પ્રવેશ કરતાં જોયો હતો. અંધકારમાં રસ્તો બરાબર ન દેખાતાં દારૂડીઓ કર્કશ સ્વરે બોલ્યો "હન તારીની—આજ છતી આંખે આંધળો બન્યો છું. રસ્તો દેખાતો નથી. ઓ—ઓ—" કરી એક રસ્તામાં સુતેલા માણસ સાથે અથડાઇ પડયો અને બીજી તરફ ઉથલી પડયો. સુતેલ માણસ જાગી ઉઠયો અને ચિત્તકાર કરી બોલ્યો "કોણ છેરે સાલ્લા—ઓ બાપરે મારી નાંખ્યોરે, મારે છે શા માટે? ઓ ચો—"

"હું સાલ્લા—અંધારામાં રસ્તામાં સુતો છે—વચમાં પડયો છે—રાંડના તેમાં મારો શું દોશ? તને મારા પગની ઠેસ લાગી તેમાં મારો શું દોષ? તને તારા પાપનું પ્રાયશ્ચિત મળ્યું હું પણ સાથેજ પડયો હા હા હા—"

"જા જા ચાલ્યો જા, તું પણ તેજ ટોળીનો જણાય છે" અંધારામાંથી કોઇ બીજો સ્વર આવ્યો. બન્નેજણ ઉઠી ઉભા થયા, ગાભરા બન્યા. અંધારામાં કંઇ જણાયું નહિ. પીધેલાએ સુતેલાને પુછ્યું "તું રસ્તામાં શા માટે સુતો છે? હમણાં કાંઇ સાંભળ્યું?"

"સા—તું મને શા માટે હરાન કરે છે. તું પણ એજ ટોળીનો માણસ દેખાય છે."

"એ તું શું કહે છે? ટોળી શું વાત શું?" દારૂડીઆનો નીશો આ વખતે ઉતરી ગયો જણાયો. કલકત્તામાં વખતપ્રમાણે થનારા પીધેલાઓનો અભાવ નથી.

"શા માટે છુપાવે છે હે? તું તો તેમાનો એકજણ છે? હમણાંજ નાશ નહિતો પોલીસ જે વખત જાય છે તેમાં આવી પહોંચી સમજ."

"પોલીશ આવી મને શું કરશે ?" દારૂડીઆએ બેફીકરપણે કહ્યું.

"તું તે ટોળીનો માણસ છે તેથી તને તેનો ભય નથી ?"

"કઇ ટોળી તે તો કહે પ્રથમ ?"

"તું તો કંઇ જાણુતોજ નથી, વાહ ?"

"ના, હું કંઇ જાણુતોજ નથી. આ ઘરમાં મારો ભાઇ રહે છે તેને મળવા આવતો હતો."

"હશે ત્યારે તમે આજે આ ઘરમાં જાઓ નહિ, આજે એ ઘરમાં એક ખુન થયું છે. હું નીચલા ઘરમાં રહું છું. આશરે એક કલાક આગળ બે જણુ આવ્યા હતા, એક જણુ ઉપર ગયો અને કંઇ ગડબડ જેવું થયું અને પછી શાન્ત થઇ ગયું તેઓએ કોઇનું ખુન કર્યું છે અને એથીજ—એ ભયથીજ ઘર છોડી આ રસ્તામાં હું આવી સુતો છું મારી સ્રીને મેં પોલીસચોકી પર ખબર આપવા મોકલી આપી છે. પોલીશ હમણાજ આવી સમજ."

"ખરી વાત કહી" દારૂડીઓ તે ઘર તરફ અગ્રેસર થયો તે સુતેલ વ્યકિત બોલી ઉઠી "એ પોલીશ આવી પોલીશ આવી" આ વાકય પુરાં થાય તે આગળ તો સંખ્યાબંધ પોલીસનાં માણુસો આવી લાગ્યાં અને તે ઘરમાં ધશી ગયાં ત્યાં દારૂડીયાને પકડયો નહિ. પાધેલો રસ્તાપર આવી પહોચ્યો. અજીતકુમારે તેનું અનુકરણુ કર્યું,

હવે વાંચક ! તારે જાણુવું જોઇએ કે રસ્તાપર સુતેલ વ્યકિત તે અજીતકુમારજ હતો. તે પેલા માણુસની પાછળ જવા સમયે પોલીસને, અમલદારને કેટલીક સુચનાઓ આપી ગયો. અને પીધેલાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

---

# પ્રકરણુ ૨૦ મું.

## કોણુ ? તમે ! ! !

કલકત્તાના અગ્નિકોણુમાં એ સમયે નીચ જાતીના અસંખ્ય લોકો ખાસ કરીને રહ્યા હતા આ મહોલ્લામાં અનેક દુષ્ટ વેસ્યાઓનાં ઘરો

હતાં તેમાં ઘણુંખરાં કાંચી બાંધણીનાં હતાં. અજીતકુમારે આ મહોલ્લામાં પ્રવેશ કર્યો. અજીતકુમારને આગળ ચાલતો માણસ અંધારામાં જોઇ શકયો નહિં. આગળ ચાલતો માણસ એક ઘર આગળ આવી ઉભો રહ્યો અને દરવાજાપર ટક્ક ટક્ક કરી ટકોરા કર્યાં તેજ ક્ષણે દ્વાર ઉઘડી ગયાં અને બહાર ઉભેલો પુરૂષ અંદર ગયો. અજીતકુમારે દુર ઉભા રહી આ નાટક જોયા કર્યું. આવેલ પુરૂષ અંદર ચાલ્યો ગયો પણ સ્ત્રી કે જે દ્વાર ઉઘાડવા આવી હતી તે પાછી ગઇ નહિ અને દુર જ્યાં અજીતકુમાર ઉભો હતો ત્યાં ગઇ અને પુછ્યું. " કેમ મહેરબાન અહી કોની રાહ જોતા ઉભા છો ?" અજીતકુમારે આ સ્ત્રી તરફ તાકીને જોયું તો જણાયું કે તે સ્ત્રી વૃદ્ધા હતી તેને આગળ બોલતી અટકાવી હાથમાં એક દસ રૂપીઆની નોટ સરાવી દીધી. વૃદ્ધા નોટ જોઈ પાણી પાણી થઇ ગઇ. અને કહ્યું " વારૂ, આપ કોઇ સજ્જન પુરૂષ છો તો આપ શું ઇચ્છો છો ? આપ કોઇ દીવસ અત્રે આવેલા છો ? "

અજીતકુમારે હસીને કહ્યું. "હું એ ઇચ્છાથી આવ્યો નથી પણ મને કૃપા કરી આ ઘરમાં થોડો વખત રહેવા દો."

" આપનુજ ઘર છે, આપ મારી સાથે ચાલો." અજીતકુમાર જરા વખત ખોયા વિના તે વૃદ્ધા સાથે ગયો. વૃદ્ધાના મનમાં ચટપટી થવા લાગી તેણે પુછ્યું " પણ આપને એવું ખાનગી શું કામ છે ?"

" મારે તારા ઘરમાં હમણાં જે માણસ ગયો તેને જોવાનું કામ છે, એ જે ઓરડામાં હોય તેની પાસેના ઓરડામાં મને રાખજે અને બીજા ઓરડાની વાતચીત સંભળાય એવો બંદોબસ્ત કરી આપજે. જો બીજા પણ દશ રૂપીઆ આપીશ તને ખુશી કરીશ."

" મહેરબાન અમો ગરીબ લોકો તમારી દયાથીજ જીવીએ છીએ મને કંઇ જોયતું નથી. તે માણસે આપનું શું બગાડયું છે ? તે આપ કૃપા કરી કહેશો ?"

" તે વાતની તારે શી પંચાત " અજીતકુમારે આંખ ફેરવી કહ્યું " જુઓ હું પોલીસનો માણસ છું, મનમાં જરાપણ ભય રાખીશ નહિં, હું કંઇ પણ તારૂં બુરૂં કરીશ નહિ, મને માત્ર આવેલા માણસની વાતચીત સાંભળવા આપ." પોલીસ નામ સાંભળી વૃદ્ધા નરમ થઇ

ગઇ. અજીતકુમારના હુકમને તાબે થઇ નિઃશબ્દે તેને અંદર તેડી ગઇ. આગળ આવેલા માણસને પાસેના ઓરડામાં બેસાડયો. અજીતકુમારના કહેવાથી તે ઓરડાનો દીવો બુજાવી નાંખવામાં આવ્યો.

અજીતકુમાર અંદર થતી વાતચીત બરાબર સાંભળી શકયો નહિ તેથી ઓરડાની બહાર આવ્યો. અને બંધ ઓરડાની ફાટમાંથી જોવા લાગ્યો. અંદર ધીમો ધીમો દીવો બળતો હતો. સન્મુખે સ્નેહલતા બેઠી હતી, ને આવેલો માણસ તેની જોડમાં બેઠો હતો.

સ્નેહલતા બોલી " એ બધી વાત મને જણાવી નહિ એ કેટલો બધો અન્યાય. "

નવા આવેલા પુરૂષે કહ્યું " હશે. પણ આપણો શત્રુ મરણ પામ્યો એ વાત નિઃસંશય છે '

" જ્યાંસુધી હું તેનું શબ દેખું નહિં, ત્યાં સુધી વિશ્વાસ કરી શકું નહિ એતો તે દીવસની માફક સ્મશાનમાંથી ઉઠી આવી મારાં આહાર નિદ્રા ત્યજાવી દિવસના તારા બતાવે. વારૂ પણ તમે પોલીસનાં માણસો જોઇ નાશી આવ્યા છો ? " સ્નેહલતાએ કહ્યું

" પોલીસને જોઇનેજ પલાયનઃ કરી આવ્યો છું. "

સ્નેહલતા કંઇક વિચાર કરી એક દીર્ઘ નિશ્વાસ ત્યાગ કરી બોલી. " આ મારો છેવટનો પ્રયાસ છે. અને તેમાં જો નિષ્ફળ થઇ તો મારો જરૂર નાશ થવાનો. "

સ્નેહલતા હવે કશું બોલી નહિ, કંઇ વિચારમાં ડુબી. આવી રીતે આશરે અર્ધ કલાક વ્યતીત થઇ ગયો. અજીતકુમાર બ્હાર બેશી કંટાળ્યો પણ એકે શબ્દ સાંભળી શકયો નહિ. તે જવાની તૈયારી કરવા લાગ્યો તે દરમ્યાન સાંભળ્યું, " હજી સુધી સમાચાર કેમ કોઇ ન લાવ્યું ? તમે જાઓ અને તપાસ કરો. હું પણ જાઉં છું આવતી કાલે રાત્રે તેજ ઘરમાં મને મળજો. "

તે પુરૂષ ચાલ્યો ગયો સાથે સાથે સ્નેહલતા પણ બ્હાર આવી. આ વખતે અજીતકુમારે રૂપીઆ પાંચની નોટ વૃદ્ધાના હાથમાં આપી, અને સ્નેહલતાની પાછળ પાછળ ચાલવું શરૂ કર્યું.

રાત્રિનો વખત હોવાથી ગાડીના અભાવે સ્નેહલતા પગે ચાલવા લાગી. અજીતકુમાર તેનું સાહસ અને ચાલાકી જોઇ, બહાદુરી જોઇ

મનમાં બોલ્યો "અજબ" રાત્રીના બે વાગ્યા છે છતાં પણ આ દ-સ્યુપાલિતા છોકરી બિલકુલ નિડરપણે ચાલી જાય છે."

થોડે દુર ચાલ્યા બાદ મોટા રસ્તાની એક બાજુએ એક ઘરની પાસે સ્નેહલતા આવી ઉભી રહી. દરવાજાને તાળું હતું તેને ઉઘાડી અંદર ગઇ અને અંદરથી દરવાજો બંધ કર્યો. અજીતકુમાર મોં વિકાસી બહાર ઉભો રહ્યો. તે ઘર ઉપર એક વિજ્ઞાપના ચોંટેલી જોઇ. તે વાંચી મનમાં હસ્યો. તે પાછળથી કુદી અંદર ગયો. અંદર સર્વે બારણાં ખુલ્લાં હતાં. કારણકે વિજ્ઞાપનાને લઇને આ ઘરમાં કોઇ પ્રવેશ કરે એવું સ્નેહલતાને સ્હેજ પણ સ્વપ્નું નહતું. અંદર ચારે તરફ અંધકાર હતો. અજીતકુમારે મહાકષ્ટે સીડી ખોળી કહાડી જે ઉપર થઇને બીજા માળ ઉપર ગયો, ત્યાં માત્ર એક ઓરડા શિવાય સકલ અંધકાર હતો. અજીતકુમારે અનુમાન કર્યું એ ઓરડામાં સ્નેહલતા બેસતી હોવી જોઇએ.

અજીતકુમારે એક જાળીમાંથી જોયું તો એક આરામ ખુરશી પર સ્નેહલતા પડી છે. પગ પાસે એક બીજી યુવતિ બેઠેલી હતી. અજીત-કુમાર યુવતિને જોતાંજ ચોંકયો તમનમાં બોલ્યો ' આ પોતે લલિતા " પોતા પાસના ફોટોગ્રાફ પ્રમાણે બરાબર મળતોજ ચ્હેરો હતો. સ્નેહ-લતા શું બોલે છે તે સાંભળવા ત ચુપ મારી ઉભો રહ્યો. અને કંઇ નવું જાણવા ઉત્સુક બન્યો.

" જો લલિતા " સ્નેહલતા બોલી ' તું કલકત્તાથી મારી સાથે આવી ત્યારથી જ મને તેં દુઃખી કરી નાંખી છે. આજે તને કહું છું કે અમારે આજે અહિંથી જવાનું છે. તું અહિંથી નાકળવાનીજ બસ વાત લઇ બેઠી છે, તો આજે યા તૈયાર."

" બેન, જો મારો જીવ ખરાબ ન થઇ જાત તો તમને અહિંથી જવા કદીપણ કહેત નહિ." લલિતાએ દુઃખીત સ્વરે કહ્યું.

" શું તને અહિં ચેન નથી પડતું."

" ના."

" મારી પાસે રહેવાનું તને નથી ગમતું ?"

લલિતા બીલકુલ નિરૂત્તર રહી. ફરી સ્નેહલતાએ પૂછ્યું " શું તું મને તારો શત્રૂ સમજે છે ? હું ધારૂં છું કે મારી વિરૂદ્ધમાં કોઇએ તારા કાન ભંભેર્યા છે."

લલિતા બોલી "ના બ્હેન, તમારા વિષે મને કોઇએ કંઇ કહ્યું નથી."

"ત્યારે તું મને તારો શત્રુ સમજ નહિ. તું મને ખરી વાત કેમ કહેતી નથી ?"

લલિતા ચુપજ રહી. તેને નિરૂતર રહેલી જોઇ સ્નેહલતાએ કહ્યું "વારૂ જાઓ સુઇ જાઓ. રાત્રી ઘણી ગઇ છે. ફરી આવતી કાલે વાતો કરીશું."

લલિતા પાસેના ઓરડામાં ચાલી ગઇ. સ્નેહલતા ખુરશી પરથી ઉઠી, ઓરડામાં આમતેમ ફરવા લાગી પણ તેથી શરીરમાં સુખ વળ્યુ નહિં, મનને ચેન પડયું નહિં. પાછી ખુરશી પર બેઠી, કેટલાક વિચાર અંતે દીર્ઘ નિશ્વાસ ત્યાગ કરતાં બોલી "કેવું આશ્ચર્ય ?" પાછી ચુપ રહી. ગાલે હાથ રાખી વિચારમાં પડી. ઘડીમાં ખુરસી પર ટટાર થઇ ગાંડાની માફક આમથી તેમ જુએ, અને ઘડીકમાં ખુરશી પર બેશુદ્ધ થઇ પડી જાય, દીર્ઘશ્વાસો નાંખે અને વચ્ચે વચ્ચે મનમાં કંઇ બડબડાટ કરે, અજીતકુમારે જોયું કે આ વખતે તેના હૃદયમાં બિન્દુ માત્ર પણ શાન્તિ નથી.

સ્નેહલતાના મગજમાં એક પછી એક વિચારના પારા સરવા લાગ્યા. લલિતાના વિચારો, બીજી તરફ અજીતકુમારને પોતાની આંખે મુએલો જોયો, તપાશ્યો અને જીવતો કયાંથી આવ્યો ? તેના વિચારો, સુકુમારના વિચારો એમ એક પછી એક વિચારના પારા સરતા ગયા. આવી ચિંતાઓમાં તેણે આ વખતે પોતાનું જ્ઞાન ગુમાવ્યું હતું દુનિયામાં માણસો જે ગાંડા થાય છે તેઓ આવા વિચારોથીજ થતાં હશે એમ જણાય છે. તે વચ્ચે ચાળા કરવા લાગી. તેની આવી દશા જોઇ અજીત કુમારને લાગ્યું કે વખતે તે ગાંડી થઇ જશે. અંતે વિચારમાળા પૂર્ણ થઇ જણાઇ.

સ્નેહલતાએ આરામખુરશીપર નિદ્રા લેવા પ્રયાસ કર્યો, ઘણા પછાડા માર્યા પણ વૃથા, અંતે બોલી "છી ! આવી રીતે જીંદગી પસાર કરવી તેના કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારૂં મારી યુવાની, મારો આટલો વૈભવ છતાં મને કેટલું દુ:ખ ? અરે" તે દીર્ઘનિશ્વાસ નાખતાં બોલી "અરે જો મે ઇચ્છયું હોત તો હું કેટલી સુખી થઇ શકત ? લુંટારાની પાલિતા છોકરી એવું બોલી કોઇ મોં મરડત પણ તે દિવસો ગયા. ( દીર્ઘ નિશ્વાસ ) તે વખતે બધા રૂપીઆના ગુલામો કેવા

હાજર હતા. અરે મેં શા માટે મારે હાથેજ આવી અશાન્તિની સૃષ્ટિ ઉત્પન્ન કરી ? મેં શા માટે આવું દુઃખ ઉત્પન્ન કર્યું ? અરે તે દુઃખનો હવે ક્યારે અંત આવશે ? ”

સ્નેહલતાના આવા આવા ઉદ્‌ગારોથી અજીતકુમારને ઘણીજ દયા આવી તે મનમાં બોલ્યો “ અરે મેં પોતેજ તેના સુખોમાં પાણો નાંખ્યો છે. હું પોતેજ તેના દુઃખનું બીજ બન્યો છું. પણ તેમાં મારો શો દોષ ? તે પોતેજ પોતાના પૈસાના અભિમાનમાં સ્વેચ્છાચારી થઇ અને દુઃખી થઈ. જો તે સાચા રસ્તાપર હોત તો આજે તેને આવું દુઃખ સહન કરવા વખત ન આવત. હું કંઇ તેનો શત્રુ નથી. ”

સ્નેહલતાને પાછી બોલતી સાંભળી—“ વળી એજ અજીતકુમાર કે જેણે મારા સુખમાં એક મોટો પાણો નાંખ્યો છે. તે લલિતાને ચાહે છે, જો મેં તે દિવસેજ લલિતાને યમાલયમાં મોકલી હોત તો આજે આ ભયંકર કૃતિનો યમપુરૂષ, માનવરૂપી દાનવ અજીતકુમાર મને કદી પણ સતાવી શકત નહિ. અરે એ પાષાણના પ્રાણ લેવા મેં કેટલા કેટલા પ્રયાસો કર્યા પણ એ માયાવિ પુરૂષે દરેકને ધુળ ચાટતા કર્યા. હવે આ મારી છેલી ચેષ્ટાછે. જો તેમાં નિષ્ફળ થઇ તો હું મારૂં મોત નક્કી થયું સમજીશ. અને મારૂં સર્વે રસાતાળ જશે. તે રાક્ષસ પિશાચ—તે માયાવિ દાનવનો મને વિશ્વાસ નથી. કાંતો તેનું મોત નથી અને કાંતો તેને કોઇની ગુપ્ત સહાય છે. તેનો વિશ્વાસ નહિ. અરે હવે હું તેનાથી ડરવાની નથી તે જો કદી હમણાંજ પોતાના પીશાચી ચ્હેરાથી અહિં મારી સામે હાજર થાય તો પણ હું તેથી આશ્ચર્ય પામું નહિં, ડરૂં નહિં, ભય પામું નહિ, અને તે—”

સ્નેહલતા આટલા વાકયો પુર્ણું કરે તે પહેલાં તો અજીતકુમાર એક ફલંગ મારી સ્નેહલતાની સામે આવી હસતો ઉભો રહ્યો. સ્નેહલતા આ દેખાવ જોઇ જાણે સર્પ ડસ્યો કેમ ન હોય તેમ ખુરશી પરથી કુદી દશ પગલાં પાછળ હઠી ગઇ અને એક નજરથી અજીતકુમાર સામે જોઇ રહી તેણે અંતે કહ્યું “ કોણ ? તમે ! તમે ! ”

“ કેમ સ્નેહલતા મને આવવાની રજા નથી ? તું મને જોઇને ભય કેમ પામે છે ? હમણાં હજી બોલ્યાં કે હું તેનાથી ડરૂં તેમ નથી અને હમણાંજ ડરો છો. ” અજીતકુમારે હસતાં હસતાં પ્રેમાળ સ્વરે કહ્યું.

સ્નેહલતા શાંત થઇ. તે ધીરજ પકડી બોલી " તમે ક્યાંથી ? હશો જાદુગર જેવા છો. પણ તમે ત્યારે મારી બધી વાતો સાંભળી છે ? "

" હા સાંભળી છે."

" કેવો ભયંકર માણસ ? ત્યારે શું મારો યત્ન વ્યર્થ ગયો ?"

" હા ગયો છે. "

" મારી પાસે હમણાં જે હતું તે તમે જોયું છે ? "

" હા જોયું છે. આટલા દીવસના સતત્ પ્રયાસ પછી આજેજ હું ખરી લલિતા મેળવવા ભાગ્યશાળી બન્યો છું. વારૂ પણ તે દિવસે તમે કોને લલિતા બનાવી મોકલી હતી ? " અજીતે હસતાં હસતાં પુછ્યું.

" હવે હું કહેવાની નથી. લલિતા બધું કહેશે. "

" હવે તો લલિતા—ખરી લલિતા આપશોની ?"

" શું કરૂં ઉપાય નથી ત્યારે આપવા વીના છુટકો નથી. હું સારી રીતે સમજી છું કે મારી તરફ કોઇએ વિશ્વાસઘાત કર્યો છે, અને મને આમ ફસાવી છે "

અજીતકુમાર એક આરામ ખુરશીપર બેઠો અને લતા તરફ તિક્ષ્ણ નજર કરી બોલ્યો. ના લતા તમારી પાસેના ઘણા માણસો વિશ્વાસુ છે. પણ–વિશ્વાસુ છે એટલુંજ નહિ પણ કામ પણ કરનાર છે. માત્ર તેઓ-માં કામ કેમ પાર પાડવું તેની સમજણ નથી. તેઓ કામ કરવામાં ઘણાંજ ચાલાક છે પણ તેઓની ચાલાકીઓ મેં નિષ્ફળ કરી છે. જો હું એટલું ન કરી શકતો—તો પછી ડીટેકટીવ બન્યો શું કામનો ? હાલમાંજ જે તમે મારૂં ખુન કરવા વાસ્તે ફંદ ખડો કરો છો તે પણ મારા ધ્યાનમાં છે. બોલો તમે મારૂં પાછું ખુન કરવા કોશેશ નથી કરી ? "

" હા કરી હતી. શા માટે સ્વીકાર ન કરૂં ? હવે મારી સઘળી આશાઓ મરી ગઇ છે તેમજ હમણાં હું તમારા હાથમાં છું, જ્યાંસુધી મારામાં શકિત હતી ત્યાં સુધી મેં દગા ફટકાનો આશ્રય લીધો. પણ હવે હું હારી છું. હવે તમારે શરણે છું તો પછી શા માટે જુઠું બોલું ? "

" તમે ખરૂં કહો છો કે ખોટું તે હું સમજી શકતો નથી. "

" હશે તે વાત જવા દો અ—"

" પણ કદી ખોટું કહેત તો પણ હું જાણી શકત. હશે તમે હવે મારે સ્વાધિન છો તો લલિતા મને સોંપો. "

" ત્યારે હું તેડી આવું—"

" નહિ " તેને અટકાવી અજીતકુમારે કહ્યું " તમે જવા નહિ પામો, લલિતા આ પાસેના ઓરડામાં છે, અહીથીજ બુમ મારો. હું એકવાર ઠગાયો છું બીજીવાર ઠગાવાની ઇચ્છા નથી. તમારાથી જવાશે નહિ. "

" હજી તમને મારો વિશ્વાસ નથી ? "

" કદી પણ તમારો વિશ્વાસ કરી શકું નહિ. વિશ્વાસની વાત જવા દો અને લલિતાને હાંક મારો. "

સ્નેહલતા અજીતકુમારના મોં સામું જોઇ રહી. કંઇ જવાબ ન ન આપ્યો. થોડી વારે તેની આંખમાંથી ટપ ટપ આંશુ પડવા લાગ્યાં તેને ક્રોધ ચડયો પોતાની કમરમાંથી કટાર કાઢી અને બોલી " આથી તો મરવુંજ સારૂં " કહી કટાર પોતાના પેટમાં મારવા જતી હતી તે દરમ્યાન તક જોઇ અજીતકુમારે તે કટાર ખુંચવી લીધી અને સ્નેહલતાને અશસ્ત્ર બનાવી.



# પ્રકરણ ૨૧ મું.

## " તમને હું ચાહું છું. "



હવે પોતાને પરાધિન બનેલાં જોઇ સ્નેહલતા બોલી; " અજીત કુમાર ! શું મને મરવાનો પણ અધિકાર નથી ? હું તમારા હાથમાં છું એ સત્ય પરંતુ મારો પ્રાણ કંઇ તમને સોંપ્યો નથી. મારા પ્રાણ સાથે ગમે તે રમત હું કરી શકું તેમાં તમારાથી વાંધો લઇ શકાય નહિ. આજ સુધી હું મારા પ્રાણને અમુલ્ય સમજી તેને સુખમાં રાખવા હું હજારો કૌશલ્યો, પ્રપંચો રમી હતી. પણ હવે સમજાય છે કે પ્રાણ એ શત્રુ છે. તો તે શત્રુને શિક્ષા કરવી જોઇએ. તો શું તે શિક્ષા કરવાનો પણ મને હક નહિ ? સ્નેહલતાની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તે કદીપણ પુર્વે રોઇ નહતી. રોવાય કેવી રીતે તે પણ તે જાણતી નહતી. સરદાર કાળા યાદ સ્નેહલતાને દસ્યુતા શિખવી ન હતી પણ દસ્યુતાના કેટલાક આવશ્યક જેવા ગુણો જેવાકે– દુઃખમાં ધૈર્ય, ભય વખતે નિભંયબની બચાવ કરવો. સંકટમાં ખરા અંતઃકરણથી પાછા હઠયા શિવાય સતત્ પ્રયાસ કરવો એ વીગેરેની માહિતી આપી હતી. તેનું પુર્ણ શિક્ષણ આપ્યું હતુ. અને તેથાજ તે અજીતકુમાર જેવા સુદક્ષ ડીટેકટીવ સામે હરીફાઇ કરી શકતી હતી. આજે તેણે જોયું કે પોતાના સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા છે, અને પોતાનું સઘળુ સુખ અજીત કુમારની ઇચ્છા પર લટકતું રહ્યું છે ત્યારે તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, તે બોલી " અજીતકુમાર હવે મને શાન્તિ મળશે નહિ, મને મરવા દઇ શાંન્તિનો ભોગ કરવા આપો. શું તમે મને મરવા નહિ આપો ? "

" તમે શામાટે મરવા ઇચ્છો છો ? " અજીતકુમારે ગંભીર ભાવે પૂછ્યું.

" ત્યારે હવે શામાટે જીવું ? મારૂં સર્વસ્વ ગયું છે. મારૂં સુખ, મારી સંપત્તિ અને મારૂ ઐશ્વર્ય ગયાં છે તો પછી હવે જીવીને શું કરવું ? "

"તમે એવા વિચારો શામાટે કરો છો? તમે સ્વરૂપવાન છો, તમારૂં ઐશ્વર્ય છે, તમારી જીવવાની આશાઓ હજી નષ્ટપ્રાય થઇ નથી ત્યારે મરવા શામાટે ઇચ્છવું ?"

"ખરૂં કહો છો અજીતકુમાર, હવે હું તમારા હાથમાં છું હવે તમે મારા કુતરાં બીલાડાં જેવા હાલ કરશો તો મારાથી કેમ સહન થશે ? તમે મારાં ભાંગેલા હૃદયને આશ્વાસન આપવા, મારાં રૂપ ઐશ્વર્યની પ્રશંસા કરો છો પણ તે વ્યર્થ છે."

"ના લતા, તમને દુઃખ દેવા એ વાત નથી કહેતો મારૂં કાર્ય પુર્ણ થયું છે અને તેથીજ તમને સરલભાવે કહું છું."

સ્નેહલતા અજીતકુમારના મો સામે જોઇ રહી. તેના મોંમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ અજીતકુમારે ચુપકીનો ભંગ કરતાં કહ્યું "જુઓ સ્નેહલતા, તમને મારે એક વાત કહેવાની છે. જો એ વાતથી તમને શાન્તિ થાય તો કહું."

દીર્ઘશ્વાસ ત્યાગ કરતાં લતા બોલી. 'કહો. નહિ સાંભળું તો કયાં જાઉં ?'

"પ્રથમ તો તમે આત્મહત્યા કરવાનો વિચાર ત્યાગ કરો."

"સત્ય કહો છો. જો હું આત્મહત્યા ન કરૂં તો તમે મને પોલીસનેસુપ્રત કરો અને તેથી નાના પ્રકારની સજાઓ મારે ભોગવવી પડે, અને મને પોલીસમાં સોંપવાથી તમારી નામના વધે અને એક હુશીઆર પાકા ગુન્હાશોધક ડીટેકટીવ તરીકે લોકમાં તમે પ્રખ્યાત થાઓ. સરકાર તરફથી ચાંદ ફાંદ મળે, જ્યારે મારૂ સત્યાનાશ વળી જાય. વાહ ! સારી સલાહ આપવા નીકળ્યા છો."

"કદી નહિ લતા, તમે મને હવે તમારો દુશ્મન સમજો નહિ. તમને પકડવાજ મેં આટલાં વર્ષો પ્રયત્નો કર્યા નથી. તેમજ જ્યારે લલિતા બચી છે અને મને જીવતી પાછી મળી છે. ત્યારે મારેથી એવું અધમ નીચ કામ ન થાય. અવિશ્વાસની નજરથી મારી તરફ જુઓ નહિ, હું તમને આવતી કાલે એક વાત કહીશ. ત્યારે તમે સમજશો કે હું એક તમારો ખરો હિતેચ્છુ છું."

"તમે મારા હિતેચ્છુ ?" લતા અજાયબ થતાં બોલી.

"ખરા અંતઃકરણથી તમારૂં હિત ઇચ્છનારો હિતેચ્છુ." પગ ઠોકતાં અજીતે કહ્યું.

"બીલકુલ જુઠું, અજીતકુમાર બીલકુલ જુઠું. હું દુનિયામાં બધાંનો વિશ્વાસ કરી શકું પણ તમારો બિન્દુમાત્ર પણ વિશ્વાસ કરી શકું નહિં"

"હું તમને જે વાત કહીશ તે સાંભળ્યા પછી તમે મારી ઉપર ખુબ વિશ્વાસ રાખશો."

"શું વાત છે કહો જોઇએ?"

"આજ નહિ, કાલે"

"કાલે કોની પાસે કહેશો?"

અજીતકુમાર ચમકી બોલ્યો "શું તમે ખરેખર આત્મહત્યા કરશો? નહિ બને, તમે એ વિચાર છોડી આપો."

"એમ હઠ શામાટે કરો છો?"

"તમારૂં રૂપ છે, તમારૂં ઐશ્વર્ય પણ ખુબ છે, તમે લુંટારામાં ઉછેરાયલાં છો તો પણ તમારાં હૃદયમાં દયા અને પ્રિતિ છે. તમે પ્રેમ અને દયા કરતાં જાણો છો અને એકને તમે તમારો પ્રેમ પણ અર્પ્યો છે, તો પછી શામાટે મરશો?"

સ્નેહલતા અવાક બની ઉભી થઇ ગઇ. અને અજીતકુમાર તરફ જોવા લાગી. અજીત ફરી બોલ્યો "તમે કુશપુરના જમીનદારને ચાહો છો એ વાત સ્વીકાર કરો છો કે નહિ?" સ્નેહલતાના મુખ ઉપર લાલી ફરી વળી તે નિરૂત્તરજ રહી અજીતકુમારે ચલાવ્યું. "વળી તેનું નામ કૈલાશચંદ્ર બાબુ છે કે જેને તમે પ્રેમ આપ્યો છે અને તમે તેની સાથે પરણવા નિશ્ચય કર્યો છે. તમે તમારા મનમાં ધારો છો કે તમારી શયતાનીની વાત હું બધાને કહીશ અને એ સાંભળી જમીનદાર તમારો ધૃણાથી ત્યાગ કરશે અને ત્યજી દેશે, પણ તમે મને એટલો નીચ સમજશો નહિ. તમારી બધી વાતો હું જમીનદારને કહીશ અને તમારા લગ્નની વચમાં આડો આવીશ એવું ધારી તમે આત્મ હત્યા કરવા તૈયાર થયાં છો પણ તેમ થશે નહિ—બનશે નહિ."

સ્નેહલતા હવે સ્થિર ઉભી રહી શકી નહિ. તેનું માથું ફરવા

લાગ્યું તે શાંત ભાવથી બોલી " અજીત કુમાર ! તમે સાધારણ પુરૂષ નથી. "

" નહિ નહિ. હું સાધારણ પુરૂષજ઼ું પણ માણસોનાં ચરિત્રોનું નિરિક્ષણ કરી તેનાં ભુત ભવિષ્ય કહી શકું છું ખરો. હશે, તમે એક જણને પ્રાણથી પણ અધિક માન્યો છે એ વાત તો ખરીજ અને આખા જગતમાં તે એકલાનેજ તમે જુઓ છો તો આત્મહત્યા કરવાની શી જરૂર છે ? "

સ્નેહલતા કેટલાક વખત સુધી ચુપ રહી. ડીટેકટીવ અજીતકુમાર કેવી રીતે પોતાની વાત જાણવા પામ્યો ? કુશપુરના જમીનદારને હું ચાહું છું તે એણે કેમ જાણ્યું ? એ વિચારોમાં તે ઘડીભર ડુબી, અંતે બોલી " અજીતકુમાર તમે એ વાત કયાંથી જાણી ? જમીનદાર સાથે તમારી મૈત્રી છે કે કેમ ? અને એમણેજ આ બધી વાત કહી જણાય છે. "

" નહિં મેં મારી ડીટેકટીવીથીજ જાણ્યું છે. "

" કદી નહિ. તમે એમના મુખથીજ એ બધી વાત સાંભળી છે."

" મારા ઉપર વિશ્વાસ રાખો. હું સત્યજ કહું છું કે તે મારી પાસે કશું બોલ્યા નથી. "

સ્નેહલતા વિસ્મય થતાં બોલી " ત્યારે હું ધારૂં છું કે એમણે કદાચ તમારા કોઇ ભાઇ પાસે એ વાત કહી હશે. અને તમારા ભાઇ દ્વારા તમારા પાસે એ વાત આવી જણાય છે. "

" નહિ, હું માત્ર પોતેજ એ વાત જાણું છું તે સિવાય આ દુનિયામાં બીજુ કોઇપણ એ વાત જાણતું નથી. સાંભળો કાળીગંજ પાસે જ્યારે તમારી નૌકા ડુબી ત્યારે તમને બચાવવા જમીનદારે પાણીનાં પડતું મુકયું. " સ્નેહલતા વચ્ચેજ બોલી " હા સત્ય છે. "

" જમીનદાર સાથે એ તમારો પ્રથમ પરિચય હતો કાળો ચાંદ તથા તમે એ જમીનદારની નૌકામાં બેસી તમે બધાં ચુચુડાય ગયાં ત્યાં તમને પોલીસે અટકાવ્યાં. ત્યાં પણ તે જમીનદારે તમને છોડાવ્યાં. "

" બરાબર છે આગળ ચલાવો. " લતા અધીરી બનતાં બોલી.

તમે જમીનદારને તમારે ઘેર આવવા નિમંત્રણ કર્યું પણ તે બીજી વખત આવવાનું કહી ચાલ્યો ગયો. "

"એ પણ ખરૂં

"તે પછી વચ્ચે વચ્ચે જમીનદાર તમને મળતો અને એ સમયમાંજ તમો બન્ને વચ્ચે મજબુત પ્રેમ બંધાયો."

સ્નેહલતા અજીતકુમારના દરેક શબ્દે વિસ્મય બનતી હતી તે મનમાં વિચારવા લાગી—અજીતકુમાર યોગશાસ્ત્રમાં પ્રવિણ દેખાય છે. તે સ્પષ્ટ ભાવે બોલી "એ પણ ખરૂં.

"વારૂ, એક રોજ તમે શાન્તિપુર જતાં હતાં ત્યાં જમીનદાર સાથે તમારો મેળાપ થયો ત્યારે બે નૌકાઓ સાથેજ ચાલતી હતી તમને એ વાત ધ્યાનમાં છે?"

"હા ધ્યાનમાં છે" હવે સ્નેહલતા જવાબ દેવા અશકત બની માત્ર ડોકુ ઝુલાવી હા કહેતી હતી.

"તે રાત્રે જમીનદારે તમને કહ્યું કે લતા હાલ તો હું ઘણાજ મોટા કા ગુથાયો છું તે કામ પુરૂં થતાંજ તમારી પાસે આવીશ. ગંગા ઉ હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્ને મને તમાર. ચરિત્ર ઉપર શંકા નહિ થ હું તમારી સાથેજ લગ્ન કરીશ."

સ્ને . વિહ્વલ થતાં બોલી "અજીતકુમાર આ જગતમાં મને આવી [ ] કોઇ મુની પણ બનાવી શકે નહિ જ્યારે આજે તમે તમાર ં.ભાવી મને તમે વિહ્વલ બનાવી દીધા હુ નથી સમજી શકિત . ન કાણુ ? હં ચલાવો."

અજ કુમાર હસીને બોલ્યો હું માણુસ છું છતાં અલબત મારી વાતથી ત આશ્ચર્ય થતું હશે. કારણુ કે જગતમાં આ વાત મારા શિવાય બ જુ કોઇ જાણતું નથી. પછી મેં બધી વાત જમીનદારને કહી દીધ હુય એવા ભયથી તમે ખુન કરવા તત્પર થયાં તો નથી ની ?" . અજીતકુમાર લતા તરફ જોઇ રહયો. સ્નેહલતા પણ નિસ્તબ્ધ ઇ બેશી રહી.

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતિત થયો. અજીતકુમાર ખુરશીપરથી ઉઠી જાળી પાસે ગયો અને રસ્તા તરફ જોતો ઉભો. આકાશ તરફ જોઇ તે બોલ્યો "હજી સુર્યોદય થવાને વખત જણાય છે" તે સ્નેહલતા તરફ વળ્યો અને કહ્યું "સ્નેહ! હું તમને એક બે પ્રશ્ન પુછવા આવ્યું છું ખરો ઉત્તર આપશો ?"

" શું પ્રશ્ન છે ?"

" તમે મારૂં ખુન કરવા શા માટે પ્રયત્ન કર્યો હતો ?"

" તમે મારા જીવનની આડા આવતા હતા તેથી "

" લલિતાનું ખુન કરવા પ્રયત્ન કર્યો હતો ખરો ?"

" ના. મેં રક્ષણ કર્યું છે, પણ પ્રાણ લેવા કદીપણ વિચાર સરખો કર્યો નથી."

" તેના પ્રાણ બચાવવાથી તમને શો લાભ હતો ?"

" લાભ શું હોય ? લાભવાસ્તે મેં તેને બચાવી નથી. કોઇપણ કામ લાભને લોભે હું કરતી નથી પૈસાને લોભે હું કંઇ કરૂં તેમ નથી કારણ કે પૈસા મારી પાસે અખુટ છે. માત્ર તેનું તેના આત્મિય ખુન કરશે અને તેઓનાથી બચાવવાને ખાતરજ લાવી છું તેમજ તેનાપર મારો સ્નેહ બંધાયો છે તેથી હું મારી પાસે હમેશાં રાખવા ઇચ્છું છું."

" કાળા ચાંદના પ્રધાન ચેલાનું ખુન શા માટે કર્યું હતું ?"

સ્નેહલતાનાં નેત્રો રક્તવર્ણી થયાં તે બોલી " મારા કહેવાથી કે મારી અનુમતિથી તેમનું ખુન થયુંજ નથી."

અજીતકુમાર હસ્યો અને કહ્યું " કાળા ચાંદ કેવી રીતે મરણ પામ્યો ?"

" તમે એ પ્રશ્ન શા માટે પુછોછો ? હું ઉત્તર નહિ આપું "

" તેમાં શું ખોટું છે લતા ? મેં તમને પ્રથમથીજ કહ્યું છે કે હું તમારો શુભેચ્છક છું અને તમારા કલ્યાણ વાસ્તેજ આ સઘળું પુછું છું. બોલો જવાબ આપો."

" પ્રથમ મેં અનુમાન બાંધ્યું હતું કે આપેજ તેનું ખુન કર્યું છે. પણ પાછળથી મારૂં ધારવું ખોટું પડયું છે."

અજીતકુમાર કેટલોક વખત વિચાર કરી બોલ્યો " વારૂ તે વાતને જવા દો મને કહો કે તમે કુશપુરના જમીનદારને ખરા દિલથી ચાહો છો ? તે તમારી સાથે પરણે તો તમે તેને પરણી ખુશી થાઓ ?"

સ્નેહલતા હસીને બોલી " અજીતકુમાર તમે આટલી બધી વાતો જાણો છો અને મારા મનની એટલી પણ વાત જાણી શકતા નથી ?"

"તે કેમ સમજી શકાય?" અજીતે સ્મીતવદને કહ્યું. "તમે મુખથી કહો પણુ તમારા દિલમાં શું છે તે કેમ સમજાય?"

"એ બરોબર છે, પણુ હું જમીનદારને ખરા અંતઃકરણથી ચાહું છું કે નહિ અને તેને પરણુવાથી સુખી થાઉં કે નહિ એના ખરા ઉત્તર આપવાથી મને શું ફાયદો?"

"કંઇ ફાયદો ન હોય તો પુછું ખરો? આજની આખી રાત્રી પસાર થઇ ગઇ, ફાલતુ વાતો કરનાર માણુસ હું નથી."

"પણુ ફાયદો શું છે તે પ્રથમ મારે જાણુવું જોઇએ."

"ફાયદો પછીથી જાણુવા પામશો. પણુ જમીનદાર તમારા જીવનની દરેક વાતો જાણે છે તે તમને ખબર છે?"

આ સાભળી સ્નેહલતાના હૃદયમાં જાણે કારી ઘા લાગ્યો ન હોય એમ થયું. તે મનમાં બોલી "જમીનદાર મારા વિશે શું જાણે છે? હું લુંટારૂથી ઉછેરાયેલ છોકરી છું એમાં તો કશું જુઠું નથી અને એમાં તેને પણુ વાંધો નથી; કારણુકે એ વાતતો એ પ્રથમથીજ જાણે છે. ત્યારે એક બાબત છે, હું આ ડીટેકટીવ પાછળ રાત્ર દિવસ પ્રપંચ કરૂં છું; નરહત્યાના ફંદો રચું છું, અને તેથી કેટલાક પુરૂષોના પરિચયમાં આવી છું તે સઘળું કદાચ તેઓ જાણુતા હોય? પણુ તે દયાના સાગર છે. માણુસ જાતનું રક્ષણુ કરવું એ એમનું સુત્ર છે. હું નિર્દય બની જ્યારે ત્યારે માણુસોનાં ખુનો કરવા તૈયાર થઇ જાઉં છું એ વાત જો એણે સાંભળી હોય તો નકી તેઓ ગુસ્સે થાય અને મારી તરફ તિરસ્કારની દ્રષ્ટિથી જુએ. પણુ એ બધી વાતો એમને કોણુ કહે એમ છે? અને જો એમણે સાંભળી છે તો મારા સુખમાં પાણો નાંખનાર કોણુ દુષ્ટ હશે? "લતાના ચક્ષુ ફરી પાણીથી ભરાયાં. અજીતકુમાર સ્થિતિ કળી ગયો. તેના વિચારોની સીમા રહી નહિ. તેણે વિચાર્યું— હું સ્નેહલતાને જેટલી અપરાધી માનું છું તેટલી તે અપરાધી નથી. એણે મારા પ્રશ્નોના ઉત્તરો જે ભાવથી આપ્યા છે તે ઉપરથી મારે એની ઉપર શંકા ન લાવવી જોઇએ. લલિતા અને કાળાચાંદના શિષ્યની બાબતમાં મેં ખોટો શક લીધો છે. તે બીલકુલ નિર્દોષ છે. હવે માત્ર એક પ્રશ્નનો સંતોષજનક ઉત્તર મળે તો હું નિશ્ચિંત થઇશ."

સ્નેહલતા પોતાની અવસ્થાનો વિચાર કરી બોલી "અજીતકુમાર તમે મને શું વાત કહી? એ વાત કહી શા માટે મારૂં સત્યાનાશ વાળ્યું?"

અજીતકુમાર સ્નેહલતાના વાક્યોનો ભાવ સમજી બોલ્યો "જુઓ સ્નેહલતા તમે મનમાં ધારો છો કે મેં એ સંબંધી વાત જમીનદારને કહી છે, મેં એક પણ વાત એમને કહી નથી, કે જેથી તમારૂં અનિષ્ટ થાય. એવું હલકું કામ મેં કદી પણ કર્યું નથી. હું તમારો શુભેચ્છુ છું એ વાત ઉપર શું તમને વિશ્વાસ નથી આવતો?"

"હશે, અજીતકુમાર આ પ્રશ્નનો તમે સાચો ઉત્તર આપો—તમે મારી પછવાડે અને પછવાડે શા માટે ફર્યા કરો છો? હું જ્યાં જ્યાં ગઇ છું ત્યાં ત્યાં તમે પણ આવ્યા છો. તમારે લીધે હું કયાંઇ પણ બે ત્રણ દિવસથી વધારે રહી શકતી નથી. મારા જેવી સ્ત્રીની પાછળ તમે શા માટે તમારો અમુલ્ય વખત ગુમાવોછો? એનેજ હું હમેશાં વિચાર કરૂં છું. એકવાર મેં મારૂં સર્વસ્વ તમને અર્પણ કરી છુટી જવા ઇચ્છયું હતું. તેથી પણ તમે રાજી થયા ન હતા હવે વિચાર કરો કે હું તમને મારા હિતેચ્છુ કેમ માની શકું?"

"સર્વ યથાર્થ કહ્યું. મેં પણ મારૂં સર્વસ્વ તમારી પાછળ ફરવામાંજ ગુમાવ્યું છે પણ આ વખત પાછલી વાતો યાદ કરવાનો નથી. માત્ર હું તમારો હિતેચ્છુ છું, એ વાતપર વિશ્વાસ રાખો"

"પણ તેથી લાભ શું?"

"લાભ તો ઘણોજ છે. તમે તમારાં જીવનમાં ઘણાં પીશાચી કામો કર્યાં છે તો પણ હુ કહું છું કે તમે સુખી થશો. અને તમારી સકળ આશાઓ ફળીભુત થશે."

સ્નેહલતા વિસ્મય થઇ કે અજીતકુમાર આ શું બોલે છે "સ્નેહલતા પીશાચી કામો કરનારી છે છતાં સુખી થશે" એનો અર્થ શું? લતા આનો મર્મ ન સમજતાં બોલી" હું સમજી શકતી નથી. ત્યારે મેં તમને મારા હિતેચ્છુ માન્યા."

"ત્યારે હું પુછું તેનો જવાબ આપો, કપટભાવ ન રાખશો."

"પુછો, સરલભાવે ઉત્તર આપીશ."

" તમે તમારાં જીવનમાં જેટલાં પાપો કર્યાં હોય તે બધાં એક પછી એક કહી જાઓ. "

સ્નેહલતા અચકાઇ, પણ અંતે ધીરજ ધરી બોલી "અજીતકુમાર, એ પ્રશ્ન પુછવા કોઇનો પણ અધિકાર નથી. તેમજ તમે તો બધું જાણો છો. પાપતો માણુસ પગલે પગલે કરેછે. કેટલાં યાદ રાખે ? તો પણ જે કરેલાં છે તે તમે જાણો છો. "

" એ બરોબર તોપણ જેટલાં મહાન પાપો થાય છે તે માણુસને યાદ રહે છે, અને હું પણ તેવાં મ્હાન પાપો સાંભળવા માગું છું. "

" તે તમે જાણો છો. "

" હું જાણું છું ? "

" હા તમે જાણો છો. હું સત્ય કહું છું કે મેં કદી પણ મહાન પાપ કરવા પ્રયાસ કર્યો હોય તો તે માત્ર તમારા સબંધમાંજ. "

" તે કેમ ? "

" તમારૂં ખુન કરવા વારંવાર મેં પ્રયાસ કર્યો છે. "

" સુકુમારનો પ્રાણ લેવા પ્રયાસ નહોતો કર્યો ? "

" ના, જો તે તમારૂં ખુન કરવામાં સફળ થયો હોત તો તેને પૈસા આપી રાજી કરત અને ફરી મને જોવા ન પામે એવી વ્યવસ્થા કરત. એનું ખુન કરવા મારો અભિપ્રાય કદી પણ નહતો. "

" ત્યારે યમાલય—ચુનાના ઘરમાં શામાટે રાખવામાં આવ્યો હતો ? "

" પણ ત્યાં થોડો વખતજ રાખવામાં આવત. મારા પલાયન પછી તરતજ તેને મુકિત મળત. "

" તમારી સરળતા જોઇ હું સંતુષ્ટ થયો છું. "

સ્નેહલતા કંઇ વિચાર કરી બોલી " પણ તમે મને વાત કહેવાના હતા તે ક્યારે કહેશો ? "

અજીતકુમારે હસીને કહ્યું " કહીશ " અજીતકુમારે જોયું કે તે તલપાપડ થઇ રહી છે. એક સારા વરસાદ પછી આકાશ જેમ સ્વચ્છ થાય તેમ અશ્રુઓનાં અનેક બિન્દુઓના જવા પછી સ્નેહલતાનું હૃદય પણ સ્વચ્છ બન્યું હતું. મારી પરિક્ષા વિશેષ થઇ છે. તેનાં આખાં

જીવન ચરિત્રની થયેલી ચુંથણીથી તેને દુઃખ થયું છે. સ્નેહલતા ખરે-ખર અપરાધી નથી તેમજ એ હજી પવિત્ર છે એ વાત સિદ્ધ થઇ છે. તે સ્પષ્ટ ભાવે બોલ્યો "લતા એક વાર મારી તરફ જો."

સ્નેહલતાએ તેના મો સામું બરાબર જોયું પણ કંઇ નવીન જણાયું નહિ, તે કેટલીકવાર જોઇ ચુકી હતી. જેને પોતાનો પરમશત્રુ માન્યો હતો. તેનામાં વળી નવીન શું જોવાનું હતું. એ અજીતકુમારના કહેવાનું રહસ્ય સમજી શકી નહિ.

"મને જોયાથી તમને કશું યાદ આવતું નથી ?" અજીતે પુછ્યું.

"ના"

"કેમ ? મારી રીતભાત ઉપરથી તમને જરાપણ યાદ આવતું નથી."

"હવે એ વાત જવા દો, અને કહો કે તમે શું કહેવા માગો છો ?"

"સાંભળશો ! સાંભળો કે હું તમને ચાહું છું અને તે કેટલો ચાહું છું કે એટલા પ્રમાણમાં મેં કોઇને મારો પ્રેમ આપ્યો નથી."

સ્નેહલતા આ સાંભળી ચાર ડગલાં પાછળ હઠી ગઇ. તેના મનમાં ભયનો સંચાર થયો. તેના મોંપર લોહી ફુટી આવ્યું ને તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

"મેં શું કહ્યું તે સાંભળ્યું ! લતા ?

સ્નેહલતાએ બીજી તરફ મોં ફેરવી કહ્યું "હા સાંભળ્યું."

"તમને એ બાબતમાં કંઇ કહેવાનું નથી ?"

"હું તમને બિન્દુ માત્ર પણ ચહાતી નથી" તિરસ્કાર કરતાં લતાએ કહ્યું.

"ત્યારે કૈલાસ બાબુને તો ચાહોછોની ?"

"હું કોને મારો પ્રેમ આપી ચુકી છું તે વાત તમને હું શામાટે કહું ?" છણકો કરતાં કહ્યું.

"ગુસ્સે થાઓ નહિ, તમે કૈલાસબાબુ સાથે પરણશો ?"

તે તુચ્છકારતી બોલી "આ જીવનમાં તો નહિજ, પણ તમે એવા પ્રશ્નો પુછી શામાટે મને કંટાળો આપો છો ? મારા પ્રેમના વિષયમાં તમે મને પુછનાર કોણ ?"

"તમારો મારાઉપર પ્રેમ નથી, તમે મને ચહાતાં નથી, તેનું કારણ? તેમજ જો હું જાણું કે તમે મને કારણુસર ચાહી શકતાં નથી, તો હું તમારા પ્રેમ પંથમાંથી ખશી જઇ તમારો પંથ ચોખ્ખો કરવા મદદ કરૂં."

આ સાંભળી સ્નેહલતા અજીતકુમારના મુખતરફ જોઇ રહી બોલી; "જ્યારે તમે મને ચાહો છો ત્યારે તમે મારા પ્રેમ પંથમાંથી દુર થઇ શકોજ નહિ અને અમારા પંથમાં અવરોધકર્તા થશોજ. તમારો સ્વભાવ હું સારી રીતે જાણું છું. તમે ઘણાજ હઠગ્રાહી પુરૂષ છો."

"એ કેમ લતા?" તેને અટકાવી અજીતે કહ્યું. "એ કેમ? અજીતકુમારને એવો દુષ્ટ અને હીન સમજતાં નહિ, જો તમે ચહાતાં નથી તો હું કંઇ તમારાપર દબાણ કરી શકતો નથી. તમે મને ચાહી શકતાં નથી તેથી મને તમારો શત્રુ થએલો સમજશો નહીં."

સ્નેહલતાનો ક્રોધ કયાંઇ ચાલ્યો ગયો. તે આશ્ચર્ય પામતાં બોલી "અજીતકુમાર તમે માણુસ છો કે દેવ? તમે એક ખરે બહાદુર ડીટેકટીવ છો. આટલા દિવસ સુધી મેં તમારો નાશ કરવાની ચેષ્ટા કરી હું તમારો શત્રુ બની. પણ હમણાં હું ઉલટુંજ જોઉં છું. અજી-કુમાર એક મિત્રના મુખથી પણ જે શબ્દો બહાર ન પડે તે તમારા મુખમાંથી નીકળે છે. એ કેવું આશ્ચર્ય?"

"જુઓ લતા, હું નીચ પ્રકૃતિનો માણુસ નથી. જો તમે કહો કે હું કૈલાસ સાથે પરણીશ તો હું પોતેજ તમારા વિવાહ કામમાં મદદ કરીશ અને લગ્નનો પંથ ચોખ્ખો કરવા પ્રયાસ કરીશ."

સ્નેહલતાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, તેને વિચાર થયો કે આ અજીત સત્ય કહે છે કે જુઠું? અજીતકુમાર સ્નેહલતાના મનોભાવ જાણી ગયો અને બોલ્યો "મારા ઉપર વિશ્વાસ રાખો. હવે હું જે રૂપમાં ચાહુ છું તે રૂપ એવું છે કે તે તમને સાહારૂપ થઇ શકશે. તે ચહા-વાના બદલામાં તમારો લગ્નપંથ પરિષ્કાર કરી આપશે."

"અજીતકુમાર જે કંઇ અસંભવિત છે તેને તમે સંભવિત કરો છો."

"બની શકે છે, હું તમને કહેવું ભુલી ગયો કે કૈલાસ બાબુએ તમારી સાથે ઠગાઇ કરી છે."

સ્નેહલતા સહસા ઉભી થઇ ગઈ, તે બોલી " એમજ કહો કે તમારી સાથે એને ઓળખાણ છે."

અજીતકુમાર હસીને બોલ્યો. " ફરી મારી ઉપર અવિશ્વાસ ? વિશ્વાસ રાખો. પણ એટલું છે કે તમારા સાથે જેટલા માણસો સબંધ ધરાવે છે, તેની વર્તણુંક ઉપર હું પાકી નજર રાખું છું અને એટલા માટે મને તમે દોષિત ઠરાવો નહિ."

" તમે એમની સાથે વાત કરી છે તો ?"

" જ્યારે કલકત્તામાં એકવાર મળ્યા હતા ત્યારે વાત કરી હતી ખરી."

સ્નેહલતાના મુખની ઉપર શોકની છાયા છવાઇ ગઇ, તે ચિંતાતુર થઇ બોલી " ત્યારે તેઓ શું હાલ કલકત્તામાં છે ? "

" હા, હાલે અત્રે છે, તમે અત્રે આવ્યાં છો સાંભળીજ તે પધાર્યા છે. વારૂ પણ કૈલાશબાબુ તમારા જીવનની એક વાત જાણવા ન પામે એવું શામાટે ઇચ્છો છો ? "

" હું નીચ સ્વભાવની છું એવું જો એ જાણે તો મારો અસ્વિકાર કરે. એ તો જેવી રીતે મેં તમારો પ્રાણ લેવાની ચેષ્ટા કરી હતી તેવીજ રીતે તમે મારા પ્રિય પાત્ર કૈલાસબાબુને મારા જીવનની કલહ કહાણી કહી સંભળાવી મારૂં સત્યાનાશ વાળી દીધું હશે."

અજીતકુમારે જોયું કે સ્નેહલતા જમીનદારને ખરા દિલથી ચહાય છે, તેથી તેને વધારે નિરાશ ન કરતાં કહ્યું " તમે મારા પર અવિશ્વાસ રાખો નહિં. હું એક પુરૂષ થઇ એવી રીતે તમારો વેરનો બદલો લઇ નપુશકનું કામ નહિ કરૂં. તમે મને એવો કાયર પુરૂષ સમજશો નહિં, હું તમને કે કૈલાસને લઢાવી મારવા ઇચ્છતો નથી. હું તમારી વચ્ચે કદી પણ અસદ્ વ્યવહાર કરીશ નહિ. ઠગાઇ કૈલાસબાબુએ કરી તેમાં મને દોષીત શામાટે ઠરાવો છો. ?"

સ્નેહલતા કેટલીક ક્ષણ અજીત સામું જોઇ બોલી " તમે જો એવું એવું સમજાવતાં ન શીખ્યા હોત ! તો ડીટેકટીવગીરી વાસ્તે નાલાયક ઠરત. તમે હરવખત કહો છો કે કૈલાસબાબુએ ઠગાઇ કરી છે પણ શું ઠગાઇ કરી તે તો કહેતા નથી."

"તમે તેને જમીનદાર સમજો છો, પરંતુ તે જમીનદાર નથી. કુશ-પુરમાં તેની એક વીઘો પણ જમીન નથી. માત્ર તમારી પાસે 'જમીનદાર છું' એવું કહેવાથી તમે વધારે ચાહો એવી મતલબથીજ જમીનદાર છું એવી ગપ મારી હતી, એ તો એક પગાર ખાનાર નોકર છે. તેના માબાપ તરફથી પણ તેને કશું મળ્યું નથી. એતો આજ કાલના સુધરેલા જુવાનીઆની પેઠે મળતા પગારમાંથી અમન ચમન કરે છે. માસે માસે માને થોડા રૂપીયા મોકલે છે. આ સ્થિતિ તેની છે. તો પછી ઠગાઇ બીજી શું હોય?"

સ્નેહલતા બધી વાત સાંભળી બોલી "પણ તેથી મને કંઇ થવાનું નથી. તે કોણ છે, કેવા પ્રકારનો માણસ છે, શું કરે છે, તેના સાથે મારે કશી લેવા દેવા નથી."

"તમે એવા હતભાગી સાથે પરણવા રાજી છો?"

"નહિ નહિ, કદી નહિ. તે ગમે તેવો હોય, હું તેના યોગ્યજ નથી, મારે લગ્ન કરવાંજ નથી."

"ત્યારે તે તમારે યોગ્ય છે? જેવી રીતે તમે હમણાં સાચા રસ્તાપર આવ્યાં છો તેવી રીતે તે પણ સાચા રસ્તાપર આવે ખરું કે?

"અજીત કુમાર" સ્નેહલતા વિસ્મય થતાં બોલી "તમારા મોંમાં એવી વાત? અમારાં લગ્નથી તમને શો ફાયદો થવાનો? તે મને જણાવશો? મેં બધી વાતો કપટ વગર કહી તો તમે નહિ કહો?'

"તમે જમીનદારના મુખેથી એ બધું સાંભળવા પામશો."

"નહિ, તમેજ કહો. એમને હું મળવા ઇચ્છતી નથી."

"શા માટે ઇચ્છતાં નથી? અરે પરણવાથી તમે ઘણાંજ સુખી થશો. મને તમારાં લગ્ન કરવાનો પ્રયાસ કરવા દો. હું આજથી પ્રયાસ કરૂં છું. બધી બીજી વાતો પરણ્યા પછી જમીનદાર પોતે તમને કહેશે, જે સાંભળી તમે પોતે પણ અજાયબ થશો. આવતી કાલે જમીનદાર તમને મળવા આવશે."

"આવતી કાલેજ તે મળવા આવશે? એટલું બધું નકી થઇ ગયું છે?"

"હા, તેણેજ મને એ વાત કહી છે. તે તમને ખરા અંતઃકરણથી ચાહે છે."

"જુઓ અજીતકુમાર! હું તો આ બધી વાતને સ્વપ્ન સમજુ છું. તમે શામાટે એવી આશાઓ આપી રમત રમી મને ટળવળાવો છો?"

"શું અત્યાર લગી અવિશ્વાસ? ઘણીજ દીલગીરીની વાત. પણ જાઓ હું એ વિશ્વાસના પ્રમાણુમાં મારા હાથમાં આવેલ લલિતાને પાછી તમનેજ સુપ્રત કરી જાઉં છું."

"શું કહો છો?" સ્નેહલતા અજાયબ થતાં બોલી "જે લલિતા માટે લાંબો કાળ પરિશ્રમ ઉઠાવ્યો છે, અને જે આજે તમને પ્રાપ્ત થઇ, તે પાછી અહીંજ છોડી જાઓ છો? શું આ સાચું કહો છો?"

"જુઓ હું આ ચાલ્યો. મારી પર વિશ્વાસ લાવો. હું તમારો હિતેચ્છુ છું? કાલે કૈલાશબાબુ અહીં આવશે. લાંબા કાળ પછી પાછાં તમે સુખી બનશો."

સ્નેહલતા તો સ્વપ્નજ સમજતી હતી. તે વિચાર કરવા લાગી, આ તે અજીતકુમારનો મારી ઉપર કેવા પ્રકારનો પ્રેમ? સ્નેહલતા પોતાની આખી જીંદગીમાં આજે પહેલી વારજ અજીતકુમારની દયા ખાવા લાગી. તેણે અજીતકુમારને દુઃખીત દીલે પુછ્યું "હવે કયારે આવશો? શું પાછા નહિ આવો?"

"હવે તો પ્રભુ—પ્રભુ જયારે મેળાવે ત્યારે. જોઇએ છે શું થાય છે." કહી અજીતકુમાર ત્યાંથી ગયો અને રસ્તામાં અદ્રસ્ય થઇ ગયો.

---

# પ્રકરણ ૨૨ મું.



## "તે અપરાધી નથી."

પ્રાતઃકાળ થતાં અજીતકુમારે સ્નાનાદિ કર્મથી પરવારી થોડો નાસ્તો કર્યો અને પછી આરામની આશાએ પલંગપર આળોટતો પડયો. ગઇ રાત્રીએ બીલકુલ નિદ્રા લીધેલી નહિ હોવાથી આજે આ વખતે તે પડતાંની સાથેજ ભર ઉંઘમાં પડયો.

પ્રભાતકાળ થતાં તે જાગ્રત થયો. મુખ ધોઇ અહાર કરી સારાં ધોએલાં વસ્ત્રો પહેર્યાં. અને એક આયના સામે ઉભા રહી વાળ ઠીક કરવા લાગ્યો. પોતાનાં વસ્ત્રો ઠીકઠાક કરતાં બોલ્યો " આજ પોશાક ઠીક પહેરાયો છે. "

વસ્ત્રો પહેરી લીધા બાદ ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યો. તેના મનમાં વિચાર ચક્ર ફરવું શરૂ થયું. ક્રમશઃ તેનું બહારનું જ્ઞાન લુપ્ત થયું જણાયું. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો. " શું સ્નેહલતાની વાતમાં મારે વિશ્વાસ રાખવો ? તે મારૂં ખુન કરવા તૈયાર થઇ તેમાં એનો અપરાધ શું ? મેં જેવી રીતે એને હેરાન કરી છે તેના બદલામાં મારૂં ખુન થવું વાસ્તવિક છે. એ અપરાધી નથી પણ ખરી રીતે હુંજ અપરાધી છું. "

આ તરફ આવી રીતે ચિંતાઓ—વિચારો કરતો અજીતકુમાર હેરાફેરા કરી રહ્યો હતો તે દરમ્યાન તેનો ઉપરી યુરોપિયન—સાહેબ હસતો હસતો તે ઓરડામાં દાખલ થયો. તેણે છીંટની પાટલુન પહેરી હતી. તેના ઉપર એક જીનનો કોટ, નેકટાઇ, કોલર ધારણ કર્યા હતાં ! ઉપર હેટ શોભી રહી હતી. પગમાં મોજાં તથા બુટ પણ અડાવી દીધાં હતાં. આ વખતે તે એક વિચિત્ર જેવો લાગતો હતો. આવા ડ્રેસમાં તે ઓરડામાં દાખલ થયો અને બોલ્યો " અરે, એક ગાંડા માણસની માફક શું બકબક કરે છે ? "

અજીતકુમાર ચોંકયો, પાછળ જોયું. સાહેબને જોતાં તે સમાલી લઇ બોલ્યો " અહો આપ કયાંથી ? આપ ખબર આપ્યા વિના પધાર્યા અને મને શરમમાં નાંખ્યો. "

આ વખતે સાહેબની ઓળખાણ આપવી અયોગ્ય નહિજ ગણાય. આ સાહેબ કલકત્તાનો સુપ્રસિદ્ધ ડીટેકટીવ ફોજદાર કર્નલ બેનશન હતો. તે અજીતકુમાર પર ઘણીજ પ્રિતિ રાખતો હતો. અને તેની મહેરબાનીથીજ અજીતકુમાર દ્રવ્ય અને કિર્તિ સંપાદન કરવા પામ્યો હતો. સ્નેહલતાના કેસમાં કર્નલ બેનશન હરહમેશ તેને સહાય આપતો હતો. આ વખતે સાહેબને સહસા આવેલા જોઇ શરમાઇ ગયો.

કર્નલ બેનશન હસતાં હસતાં બોલ્યો. " હવે શું કરવાને ધાર્યું છે ? "

" હું કઇ મતલબમાં રમું છું એ આપે કેમ જાણ્યું ? "

" હા હા હા ! ! ! તમે ગાંડા થયા છો કે શું ? મને અહિં આવે ઘણો વખત થયો છે. " અજીતની પીઠ થાબડતાં બોલ્યો. " મારાથી કઇ છુપું નથી. મેં બધું સાંભળ્યું છે. "

" હું આપ પાસે હમણાંજ આવતો હતો. "

" શા માટે ? શું કામ હતું ? "

ઉભયે ખુરશીપર જગ્યા લીધી. સાહેબ એક પંખાથી હવા ખાવા લાગ્યો. એના મોંપરથી હાસ્ય ગયું નહતુ. તે હસ્તાં બોલ્યો " શું થયું ? બોલતાં કેમ અચકાઓ છો ? "

" હું એક મહા વિપદમાં આવી પડયો છું. કંઇ સ્થિર કરી શકતો નથી. "

" તે તો હું તમારા ચ્હેરા ઉપરથીજ સમજવા પામ્યો છું. "

" એવી કફોડી સ્થિતિમાં હું કોઇ દીવસ પણ આવ્યો નથી. "

" હં પછી ? "

" ઘણોજ દુઃખી છું સાહેબ—"

" વાતને લંબાવો નહિ. દુઃખ જાણવાની મારે જરૂર છે. મારાથી બનતી મદદ આપીશ. "

' ત્યારે કેટલીક વાતો મારે આપને કહેવીજ પડશે. "

" કેટલીક તો સાંભળી છે. બાકી કેટલીક કહો " ઠઠ્ઠા કરતાં એનશાને કહ્યું.

" સાહેબ ! પ્રથમ તો આપ ધારો કે હું ગાંડો અને મુર્ખ છું. "

સાહેબ હા હા કરી હસી બોલ્યા " કેવી મુર્ખાઇ ભરેલી વાત ? "

" ના, ના, પણ સાહેબ હું જાણી જોઇ મુર્ખ બન્યો છું. "

" શાબાશ. શાબાશ. ત્યારે બોલ જોઇએ, તને શું સલાહ જોઇએ ? "

" સાહેબ હું પ્રેમમાં પડયો છું. " શરમાઇ નીચું જોયું.

" ચુપ ! બેવકુફ એવી વાત કરવી તારે યોગ્ય નથી. " સાહેબે હસતાં કહ્યું.

" ના સાહેબ. હવે હું સત્યજ કહું છું. હું હવે સ્ત્રીને ધિકારતો નથી. હું પ્રેમમાં પડયો છું."

" કઇ સ્ત્રી સાથે પ્રેમમાં સપડાયા ?"

" તે પણ કહેવું પડશે ?"

" જરૂર."

" હું સ્નેહલતાના પ્રેમમાં પડયો છું અને તેને હું ચાહું છું."

" એજ તો ? ઓહ ! તેમાં નવિન શું છે ? એ તો હું જાણું છું."

" શું કહો છો ? આપ જાણો છો ? હું તો સમજતો હતો કે મારા હૃદય શિવાય બીજું કોઇ આ વાત જાણતું નથી."

સાહેબ આંખ ચારે તરફ ફેરવીને બોલ્યો " તું ખરેખર મુર્ખ છે. પ્રેમ છાનો રહે ખરો ? એકવાર મારી પણ એવીજ દુર્દશા થઇ હતી. ધુળ પડી તમારા પ્રેમમાં. જે તમારૂં ખુન કરવા ગંગા કાંઠે ફરતી હતી તેનાજ પ્રેમમાં આખર તમે ફસાયા ? ત્યારેજ હરવખત તેની પાછળ જવા બાહાનાં શોધતા હતા, અને તેનું ખરૂં કારણ હવે સમજાયું. ત્યારેજ તમે તેને પકડવામાં અને લલિતાનો કેસ લંબાવવામાં ઢીલ કરતા હતા. હવેથી તમને સ્ત્રી સબંધીનું કામ કદી પણ સોંપવામાં નહિ આવે."

અજીતકુમાર શરમાઇ ગયો. તે બોલ્યો " હું પ્રેમમાં પડયો છું એ સાંભળી આપ મારી મશ્કરી કરો છો."

" અવશ્ય, એકવાર નહિ, પણ હજારવાર." સાહેબે ગંભીર બની કહ્યું.

" ત્યારે આપ પણ મારી માફક બન્યા જણાઓ છો."

" પણ પ્રેમ કરનાર આમ પુછતો ફરે નહિ. એતો તરફડ કરી નાંખે, પણ સ્નેહલતા એક સુન્દર સ્ત્રી છે ખરી."

" પણ સાહેબ શયતાની પણ તેવીજ છે."

" તેનું કંઇ પ્રમાણ ?"

" ત્યારે શું આપ તેને શયતાની નથી ધારતા ?"

"ના, ના, અને ના, હું એને એક સારી ચાલની સ્ત્રી સમજું છું."

"આપ જે કંઇ કહો તેમાં શંકા કરવી એ પણ એક મુર્ખાઇ છે, આપના બોલવા પરથી મને કેટલો આનંદ થાય છે તે આપ જાણો છો ?"

અજીતકુમારે સાહેબને ગઇ રાત્રીએ બનેલ ઘટના કહી સંભળાવી. એ સઘળું સાંભળ્યા બાદ સાહેબે કહ્યું "તમે તેને ચાહો તેથી શું વળ્યું ? તે તો તમને ચાહતી નથી. અરે અજીતકુમાર ? એ તો તમારાથી નાશતી ફરે છે. તે તમારાથી મુખ ફેરવે છે. તો તમને ચાહાય કયાંથી ?"

"ના હવે તેમતો કરતી નથી."

"શું કહો છો ?"

"હા, હું સત્ય કહું છું. તે એક બીજા બાબુને ચાહે છે."

"હવ હોય ત્યારે તમારૂં શું થશે ?" સાહેબ હસતાં મશ્કરી કરતાં બોલ્યો "તમારી આશાઓ તો અહિંજ ત્યારે પૂર્ણ થાય છે. કદી ન બીજાને ચાહતી હશે તો પણ તેનું ચરિત્ર તો નિષ્કલંક છે."

"એ આપ સત્ય અને ખાત્રીથી કહો છો ?"

'હા, મે પુરૂં તપાસ કરી છે. હું તમારો મનોભાવ આગળ-થીજ સમજી ગયો હતો"

"ત્યારે સાહેબ ! એ મારી સાથેજ પરણશે." અજીતે ઉશ્કેરાઇ કહ્યું.

'તે કદી બની શકે. કારણ કે આ વખતે તે તમારા હાથમાં છે. એક તો પુરૂષ તેમાં વળી તમે અજીતકુમાર પક્કા ડીટેકટીવ તો પછી તેનું શું જોર ?"

"ના સાહેબ. એવું કદી પણ ધારતા નહિ. એ મને ચાહે એ એને શીખાવીશ."

સાહેબ ઉચ્ચ હાસ્ય કરતાં બોલ્યો. "તમે ખરેખર ગાંડા થયા છો. તમે તેને ચહાતાં શિખાવશો ? કેવી મજા ? શાબાશ અજીત શાબાશ. જા ફતેહ કર."

"સાહેબ આપ મારા ગુરૂ છો, આપ ઉપર મારો પુર્ણ વિશ્વાસ છે. આપ જયારે કહો કે તે અપરાધી નથી ત્યારે હું પણ એક અદ્દભુત કાંઇ કરીશ"

"મારા ધારવા મુજબ એ અપરાધી નથી, હમણાં હું જાઉં છું પછી આપણે મળશું." આટલું બોલી સાહેબ ગયો. ડીટેકટીવોની આવી રીતે ચાલતી વાતને અધર લટકતી રાખી ચાલ્યા જવાની ટેવ હોય છે.

કર્નલ બેનશનના જવા પછી અજીતકુમારે પોતાનો સ્વાંગ બદલ્યો અને સુકુમારને મળવા ગયો. સુકુમાર નળ ઉપર એક કાપડ ધોતો હતો. અજીતકુમારને જોઇને બોલી ઉઠયો "આવા ખરા મધ્યાન સમયે આપ અહિં કયાંથી ?"

"કંઇ કારણસર," અજીતકુમાર એક જગ્યા સાફ કરી બેઠો. સુકુમારના ધોયેલાં વસ્ત્રની સફાઇ જોઇ તેનાં વખાણ કર્યાં. બીજી બે ચાર વાતો બાદ કહ્યું "સુકુમાર તમને હવે કલકતામાં આનંદ આવે છે ?"

"એ વળી નવી વાત શી લાવ્યા ? ફરી કંઇ નવો પ્રપંચ ગોઠવ્યો છે કે શું ?"

"એક રમત પુરી થઇ તો બીજીની જરૂર હોયજ."

"આપના કહેવાનો ભાવાર્થ હું સમજી શકતો નથી."

"વારૂં ત્યારે હું તમને સહેલી ભાષામાં કહું. જ્યારે તમે મારૂં કામ કરવાને સન્મત થયા હતા ત્યારે મેં કહ્યું હતું કે મારૂં કામ પુર્ણ થએ તમારૂં દરિદ્ર ચુર્ણ કરીશ. અને તમે પરમ સુખના ભોકતા થશો. લતાજેવી સેંકડો સ્ત્રીઓ તમારી દાસી થઇ રહેશે તે યાદ આવે છે ?"

સુકુમાર આગળની વાત યાદ કરતાં બોલ્યો "હા" કહી વિસ્મયતાથી જોઇ રહ્યો.

"હવે મારૂ કાર્ય લગભગ પુર્ણ થયું છે. તમે મને ખરા અંતઃકરણથી મદદ આપી છે. તો મારે મારૂ વચન પાળવું જોઇએ. તમને શું જોઇએ તે મને કહો ?"

સુકુમારની આ સમયની સ્થિતિ વિચાર કરવા લાયક હતી. તે અજીતકુમારના કહેવાનું રહસ્ય બીલકુલ સમજી શકયો નહિ, તેમજ અજીતકુમારનું શું અને કયું કામ પુર્ણ થયું હતું તે પણ સમજવામાં આવ્યું નહિ. અજીતકુમાર મારી મશ્કરી કરે છે એવું વિચારતો ઉભો

રહ્યો. અજીતકુમાર એની સ્થિતિ કળી ગયો. અને કહ્યું "તમે અજાયબ થાઓ છો પણ અજાયબ થવાજેવું કશું નથી. મારૂં કાર્ય કરવામાં તમેજ મદદ આપી હતી અને તમારી મદદથીજ મારૂં કાર્ય પૂર્ણ થયું છે એ પણ સત્ય છે. હવે માત્ર તમને શેની જરૂર છે તે કહો."

"મને કઇ વસ્તુની જરૂર હોય ?"

"તમારા જીવનમાં જેની ખોટ હોય તે કહો."

"બધુ પૂર્ણ છે એમ તો કહી શકાયજ નહિ. હું એક ગરીબ માણસ છું. મારી પાસે જો થોડાંક વીઘાં જમીન હોય અને એકાદ સારી રહેવા લાયક જગ્યા હોય તો બસ, આ દુનિયામાં મારા જેવો બીજો કોઇ સુખી નહિ અને હું સુખેથી મારૂં જીવન હરિગુણ ગાવામાં પસાર કરૂં."

અજીતકુમારે સ્મીત વદને કહ્યું "તમારૂં જીવન સુખમાંજ જશે. પણ તમે કુંવારા છો ખરૂં ?"

સુકુમારે હસીને નીચું જોયું. અજીતકુમારે કહ્યું તમને એક ઘર પણ કરાવી આપીશ, જમીન પણ અપાવીશ, અને સ્નેહલતા પાસે જે લલિતા છે કે જેને તમે જોઈ છે તેની સાથે કહો તો લગ્ન પણ કરાવી આપું.

અજીતકુમારની વાત સાંભળી સુકુમાર અર્ધ ગાંડો બની ગયો તે કશું પણ નક્કી કરી શકયો નહિ. અજીતકુમારે ફરી ચલાવ્યું—

"સાંભળો સુકુમાર, હું સ્નેહલતાને ચાહું છું. તે—"

"એતો હું પહેલેથીજ જાણતો હતો." વચ્ચેજ સુકુમારે કહ્યું.

"ત્યારે હવે તમને શુદ્ધિ આવી જણાય છે. તો તેની સાથે હું પરણું તો તે રાજી થશે ?"

"એતો તમારા તાબામાં હાલ બંદીવાન છે. આપ ધારો તો તેની ના ખુશી વચ્ચે પણ પરણી શકો છો."

"હું એવી રીતે પરણી શકુ એ વાત ખરી. પણ હું બળાત્કારે પરણવા માગતો નથી, હું તો એને સહધર્માચારિણી બનાવવા માગું છું. હવે મારા નશીબમાં શું બનવાનું છે તેતો માત્ર પરમાત્માજ

જાણે છે. પણ તમે મને એટલું વચન આપો કે જ્યાં સુધી તમે જીવતા રહો ત્યાં સુધી સ્નેહલતાના સંબંધમાં ક્યાંઇ કશી વાત કરવી નહિં."

"હું પ્રતિજ્ઞ થાઉં છું."

"આવતી કાલે તમને બીજી નવી વાત કહીશ. અને તમને અખુટ દ્રવ્યના માલીક બનાવીશ. તેમજ ઘર તથા જમીનનો બંદોબસ્ત કરી આપીશ. કહોતો લલિતા સાથે તમારા લગ્નનો પણ બંદોબસ્ત કરૂં."

"શું આપ મને મારા કામના બદલામાં પગાર તરીકે એ આપવા માગો છો? ના સાહેબ. એ બનશે નહિ. મેં મારા મુરબ્બી બંધુનું કાર્ય કર્યું છે. મેં કંઇ વિશેષ કર્યું નથી, મેં મારી ફરજ બજાવી છે. અને ચિરકાલ બજાવતો રહીશ. હું આપ પાસે બદલો માગતો નથી."

"એ સાંભળી હું ઘણોજ ખુશી થયો છું. હું તમારી સાથે બંધુ ભાવજ રાખીશ, અને બંધુ ભાવેજ એ બધુ આપવા માગું છું. પણ સ્નેહલતાની વર્તણુંક વિષે તમારો શો મત છે?"

"જે અપરાધથી સારા માણસ સાથે પરણી ન શકાય તેવો અપરાધ તેણીએ કર્યો નથી. બાકી બીજી રીતે તે પુર્ણ પવિત્ર ચરિત્રવાન છે."

"તેણે અપરાધ તેવો કર્યો પણ નથી અને અપરાધી પણ નથી"

"તમારા ખુનના વિષયમાં?"

"કંઇ નહિ. મારી પકી ખાત્રી છે. તે મારૂં ખુન કરત નહિ."

"હવે તમે તેને ચાહોછો કે કેમ?"

"પહેલાં જેવો ચહાતો હતો તેટલો વચમાં ચહાતો ન હતો. અને જેટલો વચમાં ચહાતો હતો તેના પ્રમાણમાં હમણાં બીલકુલ નહિ. હવે આપ એની સાથે લગ્ન કરો તો એ જોઇ હું સુખી થઇશ."

અજીતકુમાર ઘણોજ સંતુષ્ટ થયો બીજી કેટલીક આડી વાતો કરી અજીતકુમાર પોતાના ઘર તરફ જવા ઉઠયો અને થોડીવારે રસ્તામાં અદ્રશ્ય થઇ ગયો.

---

# પ્રકરણ ૨૩ મું.

## " તમારા મનમાં એજ હતું કે ! "

જે વખતે અજીતકુમાર સુકુમાર સાથે વાતો કરવામાં લીન હતો. બરાબર તેજ વખતે સ્નેહલતા પણ વિચારમાં તલ્લિન થઇ ગઇ હતી. તેણે વિચાર્યું—આજે જમીનદારને આવવાનો વાયદો છે. તે આવશે? તે શું કરશે? પાષાંડ અજીતકુમારે એમની આગળ કોણ જાણે શું શું ભરાવ્યું હશે? એ બધુ સાંભળીને શું એમણે મારી ઉપર પ્રેમ રાખ્યો હશે? કદી હું એમના ચર્ણકમલમાં પડી સત્યવાત કહું અને હું અપરાધી નથી એ વાત સિદ્ધ કરી આપુ તો? હું ખુની નથી, હું દુષ્ચરિત્રા નથી, કદી કોઇ પુરૂષના અસભ્ય સમાગમમાં પણ આવી નથી. એવી જો હું ખાત્રી ઇશ્વરના સોગન ખાઇ કરી આપુ તો શું તે મારો વિશ્વાસ કરશે? કદી તેમને અવિશ્વાસની નજરથી જુએ અને ધૃણા સહિત મને તરછોડી, કટુ શબ્દો સંભળાવી ચાલ્યા જાય ત્યારે મારૂં શું થાય?

આવી આવી હજારો ચિંતાઓમાં તે ડુબી ફરી પોતાના મન સાથે તે બોલી—કદી તે મારો તિરસ્કાર કરે તો તેનો ઉપાય મારા હાથમાં છે. હું કાળાચંદ સરદાર પાસે ઉછરાયલી છું. હું તેની શિષ્યા છું. તો શું દુ:ખમાં શું ઉપાય? અંતિમ શો ઉપાય તે હું જાણતી નથી? ઝેર. બસ તે ખાઇ લેવું એટલે ન જોવું અને ન રોવું. કટાર તો અજીત-કુમારે છીનવી લીધી છે પણ આજે તે શું લેશે? પણ હું કટાર વિના શું કરૂં? કટાર ગઇ ચુલ્લામાં. મને બસ ઝેર વ્હાલું છે. ઝેર અને ઝેર—પણ કદી તે ન આપે અને અજીતકુમાર મને ફસાવી પોલીસને સ્વાધિન કરે અને પોતે યશનામી બને ત્યારે? તે નર પિશાચ છે. તે બધુ કરી શકે. કદી પોલીસના હાથમાં દેવા માટે પણ આ પ્રપંચ હોય? અરે પણ તેમ હોય તો પણ શું? ઝેર મારી પાસે છે તે હું ખાઇશ અને મૃત્યુ વશ થઇશ તો પોલીસ શું કરવાની? પોલી-સને હાથ જીવતી તો નહિજ જવાની. પણ કદી એ આવ્યા અને મને

નિષ્કલંક ધારી લગ્ન કરે અને પ્રેમની નજરથી ન જુએ તો મારે રીબાઇ રીબાઇ મરવાનો વખત આવે. પ્રેમ વિનાનું જીવન નકામું છે. પણ તે વખતે પણ ઝેરનો ઉપયોગ શા માટે ન થાય? થાયજ. બસ ત્યારે એમજ. બધાને અંતે એજ."

આવા વિચારોને અંતે તે જાગ્રત થઇ. ઘડીયાળમાં વખત જોયો. ઘણાંજ સુંદર કપડાં પહેર્યાં. રેશમી સાડી, સુંદર પોલકુ અને હીરા જડીત ઘરેણાથી તે આંજે ઘણીજ સુંદર દેખાતી હતી. તે પછી એક હીરા જડીત વીંટી બહાર કાઢી અને તે પહેરતાં બોલી "કદી મારી ઈચ્છા વિરૂદ્ધ કાર્ય થયું તો આ વીંટી ખાઇને મરીશ. બસ આ વીંટીજ મારો પ્રાણ." કહી વીંટીને હૃદય સાથે દાબી.

એજ વખતે લલિતાએ ઓરડામાં પ્રવેશ કર્યો ને બોલી "મોટી બેન! તમે મને જેટલી મુર્ખ ધારો છો તેટલી હું મુર્ખ નથી. હું બધું જાણું છું."

"શું જાણે છે?"

"તું મરશે? બની શકેજ નહિ. તું મરી શકેજ નહિ. હું જેટલા દહાડા જીવતી છું તેટલા દહાડા તો તું મરી શકવાનીજ નથી. તું મારી વાત નહિ માને બેન?"

"તું બધું સાથે બોલી જા નહિ. શું તું એમ ધારે છે કે હું મરીશ? ના, લલિતા એમ મરવું સહેલું નથી. હું એમ મરી શકું?" લલિતાને ધીરજ આપતાં લતાએ કહ્યું.

"ના તું કયારની બક બક કરે છે તે હું સાંભળું છું. તેં ઝેર પાસે રાખ્યું છે. તું શામાટે મરશે બ્હેન?"

"ચાલ હું નહિ મરૂં. તને હું એક પ્રશ્ન પુછું તેનો તું ખરો જવાબ આપશે?"

"શામાટે નહિ આપું! હું તારી ચાલાકી સમજું છું પણ પુછ જોઇએ."

"હું તને ચાહું છું તારૂં જેમ સારૂં થાએ તેમ ઇચ્છું છું તને બચાવવાની ખાતરજ અત્રે લાવી છું એ વાત ઉપર તને વિશ્વાસ આવે છે?"

" સાચું કહું ? પહેલાં તો વિશ્વાસ આવતો નહતો પણ હવે તો આવે છે. આગળ મારી પાસે જે વૃદ્ધા રાખવામાં આવી હતી તે મને બીજી રીતે સમજાવતી હતી પણ જે દહાડેથી હું બિમાર હતી અને તમે ત્રણ રાત્ર ત્રણ દીવસ વગર ખાધે પીધે ઉજાગરા કરી મારી બરદાસ્ત કરી હતી તે દહાડેથી મારો ભાવ તમારી તરફ બદલી ગયો છે. પછી બીજા અનેક કામોથી મારી ખાત્રી થઇ છે કે તમે મારાં ખરાં હિતેચ્છુ છો. "

" હું ખરેખર તારી શુભેચ્છક છું બ્હેન. "

" ત્યારે તમે મરશો શા માટે બ્હેન ? તમે મરી જશો તો મારાં દુઃખોની ફરિયાદ હું કયાં જઇને કરીશ ? હું તારા પગમાં પડીને કહું છું કે બ્હેન તું મરજે માં. " લલિતા તેના પગમાં માથું નાંખી રડી પડી.

" દુર રહે ઘેલી. મારૂં તો સો વરસનું આયુષ્ય છે. તો હમણાં મરૂં શા માટે ? " લલિતાને આશ્વાસન આપતાં તેને પંપાળતાં માયાળુ સ્વરે સ્નેહલતાએ કહ્યું.

" ના બ્હેન, તું મને છોકરૂં સમજી ધુતાવે છે. ગઇ કાલે ડીટેકટીવ બાબુ કહેતા હતા કે તે તમને ચાહે છે. ત્યારે તે તમારૂં ભુંડું કરશે નહિ. દાખલા તરીકે તમે મને ચાહો છો તે મારૂં ભુંડું કરી શકો છો ? "

લલિતા બાલ્યકાળથીજ સ્નેહલતાના દાબમાં રહેતી આવી હતી. તેના હૃદયમાં હજુ ક્રુરતા વાસ કરવા પામી નહતી. તે ઘણીજ સરલ બની હતી. સ્નેહલતા તેનો સરળ સ્વભાવ જોઇ ઘણીજ ખુશી થતી હતી.

સ્નેહલતાને વિચારમાં પડી જોઇ લલિતા બોલી " વળી શાના વિચારમાં પડયાં ? તમને જોઇને મને બીક લાગે છે. તમે ઝેર કયાં રાખ્યું છે ? તે નાંખી દો. "

સ્નેહલતા ગંભીર ભાવે બોલી " મને પોલીશ પકડી લઇ જાએ અને ત્યાં ફાંસી આપે કે શુળીએ પણ ચડાવે તે શું સારૂં થાય ? તો પછી પોલીસ આવે ત્યારે ઝેર ખાઇએ તેમાં શું ખોટું. શું વિચાર કરની ? " લલિતાને ગંભીર બનતાં હજુ આવડતું ન હતું.

તે બોલી "પોલીસના બાપની તાકાત નથી કે અહીં આવી શકે! તમે વિષ નાંખી દો."

"બચ્ચા, તું બાળક છે. અજીતકુમાર પોલીસનો માણસ છે. તેણે પોલીસમાં મને આપવા માટેજ આ બધી યુક્તિ કરી છે."

"ના, ના, તે તો ઘણાજ સારા માણુસ છે. તે તમને ચાહે છે, એ એવું કામ કદી પણ કરે નહિ. કાલે જ્યારે તમે એ વાતચીત કરતાં હતાં ત્યારે હું પાસેના ઓરડામાં હતી. અને દરવાજાની ફાટ-માંથી બધું જોતી હતી. જો બદમાસ હોય તો તેના મુખ ઉપર કુદરતી હાસ્ય હોયજ નહિ."

"તું હજી અજીતકુમાર—નરપિશાચને ઓળખતી નથી. તે મહા પાજી છે—"

"હા તે તારો પાજી પિશાચ હાજરજ છે" કહી અજીતકુમાર સ્નેહલ-તાની સન્મુખ આવી ઉભો. લલિતા તેજ ક્ષણે પાસેના ઓરડામાં ચાલી ગઇ. સ્નેહલતા ભય સાથેજ આશ્ચર્ય પામી. અને પાછળ જોયું તો અજીતકુમાર સિવાય બીજું કોઇ નજરે પડયું નહિ. તે બોલી "જમીનદાર કયાં?"

"મને તો આવવાનું કહ્યું છે. હમણાંજ આવશે." હસીને અજીતે કહ્યું.

"તમે એકલા શામાટે આવ્યા! મને—"

"શું તમને હજી અવિશ્વાસ આવે છે?"

"ક્યારે તમે વિશ્વાસનું કામ કર્યું છે જે મને વિશ્વાસ આવે?"

"કેમ? સુકુમારને મરતાં મેં બચાવ્યો છે."

"તે તો તમારા સ્વાર્થની ખાતર."

"જમીનદારને મેં તમારા વિષે જરાપણ કહ્યું નથી."

"જમીનદાર તો તમારા મિત્ર થતા જણાય છે, તમારા સાથેની દોસ્તીમાં તે પણ મારા શત્રુ બન્યા છે."

"ત્યારે તમે એને ચહાતાં નથી?"

"ના હવે હું એમને ચાહી શકીશ નહિ."

" શું કહો છો ? ત્યારે હું ઠગાયો છું મેં તો એમને કહ્યું છે કે સ્નેહલતા તમારા શિવાય આ દુનિયામાં બીજા કોઇને દેખતીજ નથી. "

" એ બધી ચાલાકી જવા દો. શું તમે એમ ધારો છો કે જમીનદારની વાતો કરી મને આશા આપી ફસાવી સપડાવું ? અને વેર લઉં ? પણ તેમ થઇ શકેજ નહિ. તમે જેવો તમારોરસ્તો કરી મેલ્યો છે. તેવોજ મેં પણ મારો કરી મેલ્યો છે. "

" હું કંઇ તમારો શત્રુ નથી તો પછી શા માટે એ બધુ સંભળાવો છો ? " ગંભીર ભાવે કહ્યું.

" આ જન્મમાં તો તમે મારા શત્રુ નથી એમ હું માની શકીશ નહિં. "

" કેમ ? એવો તે મેં શો અપરાધ કર્યો છે ? ગઇ કાલે લલિતાને તમારી પાસે રાખી ગયો છુ તો પણ તમારો સંદેહ ગયો નહિ ? "

" કેમ જાય ? તમે કહ્યું હતું કે જમીનદાર આજ આવશે પણ તેનો પત્તો પણ કયાં છે ? "

" હમણાંજ તમે તેમને જોયા. તેતો કયારના આવી ગયા છે. માત્ર તમે—તમે તેને ખરા દિલથી ચાહો છો કે નહિ તે જાણવાજ માત્ર હું ઉપર આવ્યો છું. "

આ સાંભળી સ્નેહલતાનો ક્રોધ કમતી થયો. તે અજીતકુમારના મોં સામે જોઇ રહી પણ એક શબ્દ પણ બોલી શકી નહિ. અજીતકુમારે શાંતિનો ભંગ કરતાં કહ્યું. " હવે વિશ્વાસ આવે છે ? "

" હું કંઇ તમારો ભેદ સમજી શકતી નથી. તમારાથી તો એ હાથ જોડયા. શું તમે મને ઘેલી સમજો છો ? "

" તમે તમારા હાથેજ ઘેલાં બન્યાં છો તેમાં મારો અપરાધ શો ? તમે કહો કે જમીનદારને મેળવવાથી હું સુખી થઇશ તો અત્યારેજ જમીનદારને ઉપર બોલાવું. ? "

" અત્યારે હું ધર્મને સાક્ષિ રાખી કહું છું કે હું જમીનદારને મારા પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું. તેના સાથેનાં લગ્નથી હું સુખી થઇશ. ભાગ્યશાળી બનીશ.

"તમે એમને બેસાડવા વાસ્તે આસન ગોઠવો ત્યાં હું એમને ઉપર બોલાવી લાવું છું."

સ્નેહલતા કંઇ પણ ન બોલતાં આરામ ખુરશી સાફ કરવા લાગી. તેજ ક્ષણે અજીતકુમારે પોતે પહેરેલો ઉપરનો અજીતકુમાર તરીકે ઓળખતો ડ્રેસ ઉતારી દુર ફેંકયો. અને રૂમાલ વતી મોં સાફ કરી ખોંખારો મારતાં બોલ્યો "વ્હાલી, લતા આમ જો. તારો જમીનદાર આ રહ્યો."

સ્નેહલતા તે તરફ જોતાંજ સ્તબ્ધ બની ગઇ. અજીતકુમારનો બધો પોશાક ટેબલપર પડયો હતો. તે ધ્રુજવા લાગી. તેની આંખમાં અંધારાં આવવા લાગ્યાં. પોતે સ્વપ્નામાં છે કે જાગ્રતાવસ્થામાં છે તે પણ નકી કરી શકી નહિ. એક શબ્દ ઉચ્ચારી શકી નહિ.

સ્નેહલતાની આ સ્થિતિ જોઇ અજીતકુમાર હસ્યો. તેને પોતાના બને હાથમાં પકડી એક ચુમ્બીની પ્રસાદી આપતાં બોલ્યો "વ્હાલી ઓળખી શકતી નથી?"

આ વખતે સ્નેહલતા ચમકી અને બોલી "પાખંડ, તમારા મનમાં આમ હતું કે?" કહી અજીતને બાઝી પડી.

અજીતકુમાર ખુરશીપર બેઠો. સ્નેહલતા તેના પગ પાસે બેઠી અને બોલી "ત્યારે શું અજીતકુમાર અને જમીનદાર એક? શું હું વગર સમજે મારાં સૌભાગ્યનો નાશ કરવા બેઠી હતી? આપ મને ક્ષમા આપો."

અજીતકુમાર હસીને બોલ્યો "કદી પણ મારા ઉપર તને શંકા નહોતી આવી? હશે. પણ આમ કરવાનું કારણ માત્ર તારી પરિક્ષા કરવાનુંજ હતું. તને જ્યારે આજે અને ગઇ રાત્રીએ નિષ્કલંક ધારી ત્યારેજ તારી પાસે ખુલ્લો થવા વાસ્તવિક ધાર્યું. અને આજે તારી પાસે મારા ખરા પોશાકમાં જાહેર થઇ બેઠો છું. જો તારી ઉપર મારો સંદેહ રહેત તો હું હમેશ અજીતકુમારજ રહેત અને તું મને તારો દુશ્મન અજીતકુમારજ જાણત અને હું કૈલાસબાબુ છું એમ કદી પણ જાણવા પામત નહિ, પણ હવે હું સત્ય વાત કહું છું કે મેં કૈલાસબાબુ કહ્યું હતું પણ હું તો ડીટેકટીવ અમલેન્દુ છું"

"આ શું ? આશું ? સ્વપ્ન કે સત્ય ?" સ્નેહલતા દેહનું ભાન ભુલી ગઇ અને જોરથી ભેટી પડી. બન્નેના હૃદયમાં પ્રેમરૂપી દીવો પ્રકટી પ્રકાશી રહ્યો. ઉભયે પ્રેમ ગોષ્ટીમાં લીન બન્યાં. અંતે અજીત-કુમાર કે અમલેન્દુ બોલ્યો "ત્યારે બ્રાહ્મણને સારૂં મુહુર્ત જોવા કહું છું અને સારા મુહુર્તે સારા દિવસે લગ્ન ક્રિયા સમાપ્ત કરી સંસાર યાત્રા શરૂ કરીએ. સમાજની વાત ભુલી જાઓ. કદી સમાજ આપણો અસ્વિકાર કરે તો પણ શું ભય છે? સમાજ આપણે બીજી બનાવશું. નવી સમાજ ઉત્પન્ન કરશું. પણ તું એક દહાડો સુકુમારના પ્રાણ લેવાનું કરતી હતી ત્યારે આજે તેને પ્રાણ આપ. લલિતાનાં લગ્ન તેની સાથે કરવા સન્મતિ આપ. તારે લલિતા સુકુમારને આપવીજ પડશે."

"વ્હાલા હવે આપ મારા શિરછત્ર, માલિક! તો પછી તમે કરો તે યોગ્ય છે!"

થોડા મહિના બાદ એક સારા દિવસે હિન્દુશાસ્ત્રાનુસાર એક બ્રાહ્મણે અજીતકુમાર કે અમલેન્દુને સ્નેહલતાનો અને સુકુમારને લલિતાનો હાથ સમર્પણ કર્યો. ઉભયે આ લગ્નથી સુખી થયાં અને સંસાર યાત્રા પારમાર્થિક કામો કરી સફળ કરી બતાવવા લાગ્યાં.

પ્રિય વાંચક! અજીતકુમારે કે અમલેન્દુએ નોકરી છોડી છે અને સુખ ચેનમાં દિન ગાળે છે. "પરમાર્થિ થવું" એ સુત્ર ધારી તે પરમાર્થિ બન્યો છે. સુકુમાર કે જેને થોડાં વીઘાં જમીન તથા એક ઘરની જરૂર હતી તે લલિતા સાથે અમન ચમન કરે છે, અને લલિ-તાની સંપત્તિનો માલિક બન્યો છે.

